# મુક્તિદ્વાર

: પ્રયોજક :

રમણીકલાલ જયચંદભાઇ દલાલ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તા : અમદાવાદ.



# નિવેદન

**સંવત** ૧૯૮૭ માં 'ધૂમ્રશિખા' પ્રગટ થઈ, ત્યારે ચાર વાર્તાસંગ્રહો બહાર પાડવાનો જે સંકલ્પ હતો તે 'મુક્તિદ્વાર' થી સંપૂર્ણ થાય છે.

**બીજો** સંગ્રહ 'અંગાર' સંવત ૧૯૮૯ માં પ્રગટ થયો હતો. ત્રીજા સંગ્રહનું નામ 'જ્વાલા' જાહેર કરેલું છતાં તે નામનાં પુસ્તકો પ્રગટ થઈ જવાથી તે નામ બદલવું પડેલું ને તે સંગ્રહ 'ભડકા' ના નામથી સંવત ૧૯૯૧ માં પ્રગટ થયેલો. ચોથા સંગ્રહનું નામ 'દાવાનળ' રાખ્યું હતું તે પણ એ જ કારણે બદલવાથી એ સીરીઝનો આ છેલ્લો સંગ્રહ 'મુક્તિદ્વાર' નામે પ્રગટ થાય છે.

**આ** સંગ્રહમાં સ્ત્રીજીવનને લગતી દશ વાર્તાઓ છે. દરેકમાં જુદો જુદો પ્રશ્ન છેડાયો છે ને તેને યથાર્થ સ્વરૂપ આપવા પ્રયત્ન થયો છે. આ વાર્તાઓ આપણા સંસારના રોજિંદા બનાવો ઉપર

આલેખાયેલી છે, એટલે વાચકને તે ઘર ઘરની વાતો જેવી લાગશે. એ દ્વારા કોઇને પણ માર્ગદર્શન થશે તો પ્રયત્ન સફલ થયેલો માનીશ.

આ સંગ્રહ છેક ૧૯૯૭ માં બહાર પડે છે તેનું કારણ તો નવલિકા કરતાં નવલકથા પ્રત્યે હમણાંનો પ્રેમ વધ્યો છે, કદાચ તે હશે. પ્રત્યેક પ્રકારના સાહિત્યનો યુગ આવે છે ને જાય છે, છતાં કોઇ પણ સહૃદયી પ્રયત્ન નિરર્થક તો નથી જ જતો. એ ન્યાયે પણ સાહિત્ય આ સંગ્રહને સત્કારશે જ.

મકરસંક્રાંતિ ૧૯૯૭

જયનિવાસ : લાખીઆની પોળ **રમણીકલાલ જયચંદભાઇ દલાલ**

ખાડિયા : **અમદાવાદ.**

## : : વાર્તાનુક્રમ : :

## શ્રી. રમણીકલાલ દલાલનાં
## : : પુસ્તકો : :

**નવલકથા**

| | | |
|---|---|---|
| લક્ષ્મીનાં બંધન | [સં. ૧૯૮૮] | ૧—૦—૦ |
| અગમ્ય નાદ | ૧૯૯૦ | ... |
| ગુનેગાર | ૧૯૯૧ | ... |
| કલ્યાણુને માર્ગે | ૧૯૯૬ | ૧—૮—૦ |

**નવલિકા—સંગ્રહ**

| | | |
|---|---|---|
| પુષ્પાંજલિ | ૧૯૮૫ | ૧—૦—૦ |
| ધુમ્રશિખા | ૧૯૮૯ | ૧—૪—૦ |
| અંગાર | ૧૯૯૧ | ૧—૪—૦ |
| ભડકા | ૧૯૯૩ | ૨—૦—૦ |
| મુક્તિદ્વાર | ૧૯૯૭ | ૧—૪—૦ |

**નાટકો**

| | | |
|---|---|---|
| નાગાનંદ | ૧૯૮૩ | ૦—૮—૦ |
| પ્રતિજ્ઞા | ૧૯૮૮ | ૦—૮—૦ |
| રાજાની રાણી | ૧૯૯૪ | ૦—૮—૦ |

**બાલ સાહિત્ય**

| | | |
|---|---|---|
| ગુલછડી | ૧૯૮૪ | અમૂલ્ય |

**જીવન—ઇતિહાસ**

| | | |
|---|---|---|
| જંઘીસખાન | ૧૯૯૪ | ૧—૮—૦ |
| કમાલ | ૧૯૯૫ | ૨—૦—૦ |

# મુક્તિદ્વાર

"**આ** તે શી પીડા! ઘરમાં કોઈ ચીજ ઠેકાણે મળે જ નહિ. કોણ જાણે બધાં શું યે કરે છે!"

રમાકાન્તની કોપગર્જનાની તરત જ અસર થઈ. પાસેના વિશાળ ખંડમાંથી એક યુવતી હાથમાં થોડુંક ભરતકામ લઈ બહાર આવી. બાજુના ઓરડામાંથી એક વૃદ્ધ મહિલા જરા લંગડાતાં બહાર નીકળી આવી બોલ્યાં:

"ખરી વાત છે, બેટા, કાંઈ પણ કામ કરાવવું હોય તો તારે સવારથી બૂમો પાડયા કરવી જ પડે, વહુ તો આખો દિવસ ટાપટીપમાં જ રોકાયલી હોય. બધો વખત એને પોતાની જાતની જ સેવા કરવાની. બીજાં માટે એને ઘડી પણ ફુરસદ મળે જ નહિ. હું તો ભાઈ કમનસીબ સ્ત્રી છું. આ પગની પીડાએ મારાથી બહુ હાલચાલ થઈ શકતી નથી, નહિ તો આ લોકોની હું જરાય પરવા કરું તેવી નથી. મારી જુવાનીમાં તો હું બે જણનું કામ ઉપાડી લેતી; છોકરાંની સંભાળ રાખતી તે તો વધારામાં. એટલું આજકાલનાં બૈરાં કદીએ કરી શકવાનાં છે?" આજકાલનાં બૈરાં પર શાપ વરસાવતાં તેઓ લંગડાતાં લંગડાતાં પોતાના ખંડમાં પાછાં ફર્યાં.

પેલી યુવતીએ પોતાનાં સાસુજીના ખંડ તરફ એક રોષ ભરી નજર નાંખી ને ધુંધવાતા દિલે જ તે બોલી, "શું છે તે?"

રમાકાન્તે દાંત પીસ્યા. એનો મિજાજ ઠેકાણે નહોતો. "આટલે વર્ષે ખબર કાઢવા આવ્યાં?" તેણે રાડ નાંખી, "નાહવાના ખંડમાં દંતમંજન તૈયાર રાખવાનું કેટલી વાર મેં કહ્યું છે? તારાથી કશું ય બનવાનું નથી. પતિની આજ્ઞામાં રહેવું પડે તેમાં માનભંગ થવાતું હશે?"

તરલાનો મિજાજ પણ ઠેકાણે નહોતો. "મૂકેલું જ છે ને. એ રહ્યું છાજલી પર. જરા તસ્દી લીધી હોત તો જાતે જ લઈ શકાત, નહિ તો મને બોલાવવી હતી. પણ એમ કરે કોણ? બૂમાબૂમ કર્યા વિના ચાલે જ નહિ. આખું ગામ સાંભળે નહિ તો તમને નિરાંત વળે નહિ. રોજ સવારે આ શા ભવાડા!"

રમાકાન્તની કમાન હવે તો છેક જ છટકી. "અસભ્ય!" તે ગાજી ઊઠ્યો, "એટલે અહીં આવી ભાષણ આપવા માગો છો? કમાતાં પરસેવો મને ઊતરે છે. નિરાંતે ઘરમાં બેસી મોજ કરો છો ને વધારામાં મારા ભલા માટે ભાષણ મારો છો નહિ વારુ? સ્ત્રીઓ પર તો દાબ જ સારો. જરા છાપરે ચઢાવ્યાં કે વાત બગડી."

તરલા ઉત્તર દેવા જતી હતી, પરંતુ સાસુજીનાં ફરી દર્શન થતાં જ તે પાછી વળી. પોતાના પતિને એ છૂટથી જવાબ દઈ શકતી પરન્તુ સાસુજીને પહોંચી વળાય તેમ નહોતું. સરખાંનો એ સંગ્રામ નહોતો એટલે તરલાને મૂંગા રહેવું પડતું. વૃદ્ધા હાંકયે જ રાખતાં. એવો સામાજિક રિવાજ હતો.

તરલા વીસ વર્ષની હતી છતાં એને પરણ્યે હજી ત્રણ જ વર્ષ થયાં હતાં, એટલે સાસરિયાંની શરમ પડતી. વળી એનાં સાસુજી તરલા સુધરેલી ને આળસુ છે એ પૂરવાર કરતાં કદી

થાકતાં નહિ. તરલાને એ જરા ય ગમતું નહિ; એટલે સાસુજીને એવી એક પણ તક જ ન મળે એની એ ખાસ સંભાળ રાખતી.

તરલાના ખંડમાં બાર વર્ષનો એક છોકરો પાઠ કરતો હતો ને એક નાનકડી બાલિકા મોજાં ગૂંથવા નિષ્ફળ પ્રયાસ કરી રહી હતી.

તરલા અંદર આવી કે પેલો છોકરો બોલી ઊઠ્યો, "મારા પાઠ આજે લેવા જ પડશે, મામી! નહિ શિખવાડો તો શિક્ષક મારી ધૂળ કાઢી નાંખશે."

"ને મને ગૂંથતાં શીખવાડ્યું જ નહિ." પેલી બાલા બોલી ઊઠી: "મારી શિક્ષિકા સીવણકામ વખતે મને પાટલી પર ઊભી કર્યા વગર નહિ રહે."

તરલાએ પોતાનું ગૂંથવાનું એક ખાનામાં નાંખી દીધું. કંઈક રોષભર્યા સ્વરે તે બોલી, "જાઓ તમારા મામા પાસે. કહો કે તમારા માટે એક ખાનગી શિક્ષક રાખી લે. હું કાંઈ તમને રોજ પાઠ કરાવવા નવરી નથી. મારે રસોડામાં કામ છે. રામો હજી બજારમાંથી આવ્યો નથી. મોડું વહેલું થયું તો દાદીમા મારો જીવ જ લઈ નાંખશે."

રમાકાન્ત રૂમાલથી કપાળ ઘસતો ઘસતો અંદર આવ્યો, "મારી ચા ક્યાં? એ પણ મારે જ કાઢી લેવાની છે કે?"

"આ લાવી" તરલાએ વચમાં જ કહ્યું. "જન્મ વખતે માએ ગળથુથીમાં મધ મૂક્યું જ જણાતું નથી." પતિને ઉત્તર આપવાની તક આપ્યા સિવાય જ કટાક્ષ કરતી તરલા રસોડામાં ચાલી ગઈ.

રમાકાન્ત ધુંધવાતો જ રહ્યો. એના ઉકળાટનો પાર નહોતો. તરલાને કેમ ઠેકાણે લાવવી એની એને ગમ પડતી નહોતી.

રમાકાન્ત પહેલાં લાંબો વખત કુંવારો રહ્યો હતો. એની માતા રોજ આંસુ સારતી પણ એ નિશ્ચયથી જરા ય ડગતો નહિ. જ્યારે જ્યારે તે લગ્નની વાત કરતી ત્યારે ત્યારે તે કહેતો, "જો મા, મને માત્ર સો રૂપિયા પગાર મળે છે. કનુ અને રાધાને ગણીએ તો આપણે ચાર જણ થયાં. વળી તારા કહ્યા પ્રમાણે હું એક માણસ વધારું તો આટલી આવકમાં આપણું પૂરું શી રીતે થાય? વળી આ કંઇ માત્ર એક માણસ વધારવાનો પ્રશ્ન થોડો છે! એની પાછળ કેટલી લાંબી ઉપાધિઓની હારમાળા આવીને ખડી રહે છે! આટલા પગારમાં એ કેમ પોષાય?"

"ગરીબ માણસો પરણતા જ નહિ હોય?" તેની મા સામો પ્રશ્ન કરતી: "તારા પિતા માત્ર સાઠ જ રૂપિયા કમાતા હતા, છતાં ય તે પરણ્યા હતા કે નહિ?"

"એ જમાના ગયા, ત્યારે તો બધું સસ્તું હતું. વળી તમે ગામડામાં રહેતાં. શહેરની વાત જ જુદી. મુંબઈમાં સાઠ રૂપિયામાં પૂરું કરો તો ખરાં. ઘરનું ભાડું જ અર્ધો પગાર ખાઈ જાય."

મા કંઈ જવાબ આપી શકતી નહીં.

એમ દિવસો વીત્યા. રમાકાન્ત મોટો થતો ગયો તેમ તેમ એની માતા વધારે ને વધારે અકળાતી ગઈ. પરંતુ એક રીતે એને શાન્તિ હતી. સરકારી નોકરી હતી, એટલે દિવસો વીતતા જતા હતા, એમ રમાકાન્તનો પગાર પણ વધતો જતો હતો. અન્તે એની પાંત્રીસ વર્ષની વય થઈ ત્યારે માતાની વિનવણી કબૂલ રાખી તે પરણ્યો. તરલા એ વેળા સત્તર વર્ષની હતી. દેખાવડી પણ હતી. એટલે માત્ર માતાની વિનવણીનું જ એ પરિણામ હતું એમ કહેવું પણ બરાબર નહોતું.

તરલા પાડોશમાં જ રહેતી હતી. ગલીને નાકે આવેલા ઘરમાં એનું કુટુંબ રહેતું. રમાકાન્તની માતા તરલાના પિતાને ત્યાં

ઘણી યે વાર મળવા જતી. તરલા એની નજરે પડી હતી. એ સૌંદર્યમૂર્તિ નહોતી છતાં ય એને જોઈ દિલ ઠરતું. તે શાળામાં જતી ને સીવણકામ જાણતી. ઘરકામમાં પણ તે એક્કો હતી. તે ગાઈ શકતી. કંઈક સ્વતંત્ર વાતાવરણમાં તે ઊછરી હતી. એને ઘણી મહત્ત્વાકાંક્ષાઓ હતી. સુગૃહિણીના એના આદર્શો નવી રીતે ઘડાયેલા હતા. પોતાના આદર્શની રીતે વર્તવા એ મક્કમ મનની હતી, પરંતુ આ બધી આવડત ન હોત તો પણ વાંધો નહોતો. રમાકાન્તની માતા માટીમાંથી માનવી બનાવવાનું ગુમાન રાખતી. તરલાને પોપટ બનાવી દેતાં એને કેટલી વાર.

દિવસે દિવસે વૃદ્ધા વયને લીધે અશક્ત થતી જતી હતી, એટલે પુત્રને માટે મોટી વયની કન્યાની એને ખાસ જરૂર હતી. પરણીને તરત જ વહુ ઘરકામ સંભાળી લે તેની ખાસ આવશ્યકતા હતી. વળી એની તબિયતની સંભાળ રાખનાર પણ કોઈ જોઈએ જ ને. કનુ ને રાધા એમની સાથે રહેતાં. એ બાળકોની માતા એમને ભાઈને હાથ સોંપી દેવલોક પામી હતી. એમનો પિતા ઉદાર દિલનો નહોતો. તે પોતાનાં સંતાન માટે પણ એક પાઈ ખરચે તેમ નહોતું. પત્નીના અવસાન બાદ એણે બાળકો સાથેનો તમામ સંબંધ છોડી દીધો હતો. રમાકાન્તની માતા તો એના પર રોજ ગાળોનો વરસાદ વરસાવતી.

રમાકાન્તે જાતે પણ તરલાને જોઈ હતી. એને એ ગમી ગઈ હતી. એ રસિક યુવાન નહોતો છતાં ય જ્યારે શાળાની ગાડી આવતી ત્યારે એની નજર ત્યાં જ ઠરતી ને "ગાડી આવી" એ શબ્દો સાંભળવા એના કર્ણ ઉત્સુક બનતા. એ છોકરીને પરણવાની એને ઇચ્છા થઈ, પરંતુ માગું સ્વીકારાશે કે કેમ એની શંકા હતી. કદાચ કન્યાના બાપને ઊંચી આશાઓ હોય. છોકરીને સર્વ વાતે પારંગત કરવા તે આકાશપાતાળ એક કરી રહ્યા હતા. રમાકાન્ત

સ્નાતક પણ નહોતો. કેવળ એની હોશિયારીના જોરે જ એ માસિક બસો રૂપિયાનો પગાર લાવતો થયો હતો.

પરન્તુ આ વાતમાં એના નશીબે જોર કર્યું. તરલાના પિતાને ઊંચી અભિલાષાઓ તો હતી પરંતુ એની પાસે પૂરતા પૈસા નહોતા. એટલે જ્યારે રમાકાન્તની માતાએ તરલાનું માગું કર્યું ને રિવાજ મુજબ પહેરામણી લેવાનું પણ માંડી વાળ્યું; ત્યારે કન્યાનાં વડીલોએ જરા ખમચાઈને પણ સંમતિ આપી. "સારું માગું કદી પણ પાછું ઠેલવું જોઈએ નહિ. એમ કરીએ તો અપશુકન થાય."

"યુવાને ઊંચો અભ્યાસ કર્યો નથી." કન્યાના બાપે કહ્યું, "પરંતુ તે ચાલાક યુવાન છે. જુઓને, તેને કેવો સારો પગાર મળે છે. વળી હજી પણ પગાર તો વધશે જ. બધો વિચાર કરતાં જમાના પ્રમાણે રમાકાન્ત કાંઈ ખોટો નથી."

"તરલાને પૂછ્યું?" તરલાના મોટા ભાઈ નલિને વચમાં જ મમરો મૂક્યો.

"એને વળી પૂછવાનું શું?" એની માતા તાડૂકી, "એને શી ખબર? એટલી છોકરીને શું જ્ઞાન હોય?"

અંતે બધા પ્રશ્નોનું સમાધાન થઈ ગયું. તરલાનું લગ્ન પણ પતી ગયું. કદાચ એ સહેજ નિરાશ થઈ હશે પરંતુ કંઈ વજ્રપાત જેવું જણાયું નહિ. કોઈ નવા મનુષ્ય સાથે તેને જીવન ગાળવાનું છે એટલું જ તે સમજી, એની સાથે પ્રીતિ કરવા એણે બનતો પ્રયત્ન કરવા માંડ્યો.

પ્રથમ તો બધું ઠીક ઠીક ચાલ્યું. સાસુજી જીભ કાબૂમાં રાખતાં. એમને લાગતું કે ભણેલીગણેલી તરલાના મનને ખુશ રાખવું જ જોઇએ. રમાકાન્ત એને છાપરે ચઢાવતો, એટલે તરલા સુખી હતી. રમાકાન્ત હજી પણ પોતાને આ બાલા માટે

નાલાયક સમજતો, એટલે વધારે પડતી માયાથી એ પોતાની ઊણપ પૂરવા મથતો.

પરન્તુ વર્ષો વહેતાં બધું ય પલટાવા લાગ્યું. સાસુજીએ પોત પ્રકાશ્યું. વહુ કાંઇ રોજ મહેમાન ન ગણાય. એણે પોતાનું કર્તવ્ય સમજવું જ જોઇએ. એટલે સાસુજીની સરદારી નીચે તરલાનું શિક્ષણ શરૂ થયું.

પરિણામે તરલાનાં સુખ ને શાન્તિ અલોપ થયાં. એના સ્વમાન પર ઘા થવા લાગ્યા. અવિરત પરિશ્રમ ને અપમાનોમાં એના દિવસો પસાર થવા લાગ્યા. હવે વાંચવા ગૂંથવા માટે એને ફુરસદ મળતી નહિ. ગાવાની તો સદંતર મનાઇ કરવામાં આવી. "આવું બધું નહિ ચાલે. આપણે સારાં કુટુંબના કહેવાઇએ. તારે સામાન્ય રીતભાત જાણવી જ જોઇએ." સાસુજીના પડકાર થતો.

એના પતિમાં કાંઈ પણ ફરક ન પડ્યો હોત તો હજી પણ તરલા બધું જ સહન કરી શકત. એની સ્નેહભીની માયાળુતાથી એને સાન્ત્વન મળત. પરંતુ રમાકાન્તમાં પણ ફેરફાર થવા લાગ્યો. પોતાની પહેલાંની માન્યતા ખોટી હતી એમ હવે એને સમજાયું. પોતે પત્નીથી કોઇ પણ રીતે ઊતરતો નથી એવું હવે એને ભાન થવા લાગ્યું. બીજા પાડોશીઓની સરખામણીમાં પોતે કાંઈ ખોટો ન હતો. તરલા એને કદી પણ ઓળખી શકશે નહિ. તરલાને તે કદી પણ દુઃખ દેતો નહિ; ત્રાસ પણ વર્તાવતો નહિ. એને કોઈ પણ પ્રકારની કુટેવ નહોતી. પરંતુ પોતે રોજ પત્નીસેવામાં મશગૂલ રહે એ હવે એને ઉચિત લાગતું નહોતું. આટલે વર્ષે પણ એના મિત્રો એને વહુઘેલો કહી ચિડવતા. હવે એ ઘેલછા બંધ થવી જોઇએ એમ તેને લાગ્યું.. તરલા એને બગડી જતી લાગી. એમ ને એમ ચાલે તો બાજી હાથમાં રહેવી મુશ્કેલ જણાઈ. એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના હવે એણે એ વાત વિચારવી જોઇએ. અર્વાચીન

પ્રમદાઓને સ્વભાવથી જ અંકુશ અણગમતો હોય છે. વધારે પડતી સ્વતંત્રતાને એ લાયક નથી એવું શીખવવાની જરૂર ઊભી થઈ છે એમ રમાકાન્તનો નિશ્ચય થયો.

એટલે રમાકાન્તે સુધારો શરૂ કર્યો. તરલાને ભાષણો પર ભાષણો સંભળાવાં માંડયાં, પરંતુ એમાંનું કશું ય એના મગજમાં ઊતર્યું નહિ. કશા યે એના દિલ પર અસર કરી નહિ. આ બધું તે મજાક સમજતી હશે એમ રમાકાન્તને વહેમ ગયો. એથી એ વધારે ચીડાયો, છતાં ય એ હદ ઓળંગતાં ડરતો. ગમે તેટલો રોફ જમાવતો તો પણ એ તરલાથી દબાતો. કદાચ તરલા એનું મૂલ્ય તો નહિ આંકતી હોય! એની ઊણપો કદાચ વધી જતી હશે. વળી એને તરલા પર પ્રીતિ હતી. બહારથી એ નાકબૂલ કરતો, છતાં ય તરલાને એ દુઃખ દે એ વાત કેવળ અસંભવિત જ હતી. ખાલી બૂમાબૂમ કરી મૂકે એટલું જ.

આમ એ નાનકડા કુટુંબમાં કોઇને કાંઇ નિરાંત નહોતી. માત્ર કનુ ને રાધા એવી બધી જાતની પીડાથી પર હતાં. મામીના આગમન પહેલાં એમની સ્થિતિ વધારે ખરાબ હતી. એમના મામા મોડી રાત સુધી ઘેર આવતા નહિ ને દાદીમા એમના ઉમળકા ઝીલી શકતા નહિ. કનુ સિનેમા જોવા જવા કહી કહીને થાકતો પણ એને એ લાભ મળતો જ નહિ. સિનેમા શું ચીજ છે એ વૃદ્ધા સમજી શકતી નહિ. કનુ જાતે પોતાના પાઠ તૈયાર કરી શકતો નહિ. ઘરમાં તે બીજા કોની સહાય લે? જો તે મામાને પૂછવાનું કરતો તો દાદીમા તડૂકતાં, "ભાઈ ઘેર આવ્યો કે તમારી ટક ટક ચાલુ થઇ. નિશાળે જઈ તમે કરો છો શું? ત્યાં તમને કોઇ શીખવતું જ નથી કે શું?"

શાળાના શિક્ષકો માત્ર વિદ્યાર્થીઓને મારવા માટે જ ઘડાયલા છે, એ વાત ડોસીને કોઈ સમજાવી શકે તેમ નહોતું. એમના પંજામાંથી છટકવા બાળકોને પાઠ તૈયાર કર્યે જ છૂટકો.

રાધાને પણ પાઠ કરવામાં ને ભરવા ગૂંથવામાં કોઇ મદદ કરનાર નહોતું. આ જમાનાના વસ્ત્રાલંકાર વિષેનું ડોસીનું ગાઢ અજ્ઞાન એને ઘણું જ અકળાવતું. જે લૂગડાં એને પહેરવા આપવામાં આવતાં એ પહેરી શાળામાં જતાં એ ઘણી જ શરમાતી. પરંતુ દાદીમાને સમજાવવાનું કામ એની કુમળી શક્તિની બહાર હતું. જો તે વધારે કહેવા જતી તો તેને ગાળો ઉપરાંત થોડી પ્રસાદી પણ ચાખવી પડતી.

"મોટી મડમડી થઈ ગઈ કેમ ? રોજ રોજ નવાં લૂગડાં જોઇએ ! જાણે નવાબજાદી ! બાપને તો સામું જોવાની યે ફુરસદ નથી." બિચારી રાધા ! એને આંસુ સારતાં સારતાં પાછા વળવું પડતું. એ જ ફાટેલાં ને જૂનાં લૂગડાં પહેરી શાળામાં જવું પડતું.

પરંતુ તરલાના આગમનથી એમનો ઉદ્ધાર થયો. કનુને સિનેમા જોવાનું મળ્યું. મામામામીની સાથે પણ તે જતો. કેટલીક વાર એકલો ય ઊપડતો. તરલા જરા હાથની છૂટી હતી. વળી એના પાઠ કરવામાં પણ તે ઘણી મદદ કરતી. પોતે શાલાન્ત સુધી અભ્યાસ કરેલો એટલે કનુને પાંચમા ધોરણમાં તૈયાર કરવાનું એને અઘરું પડતું નહિ. આ વર્ષે કનુએ પરીક્ષામાં ઠીક ધાડ મારી. એને ઈનામ પણ મળ્યું. રાધાના આનંદનો પણ હવે પાર નહોતો. ફાટેલી ઓઢણી ને જૂનો ચણીઓ હવે અદૃશ્ય થયો હતો. એને કેટલાં ય સુંદર વસ્ત્રો મળ્યાં હતાં. રાધા હવે સરસ લૂગડાં પહેરતી. આરી ભરતનાં ફ્રૉક, મોજાં, બૂટ વગેરે એની નાજૂક આકૃતિને દીપાવતાં. મામીના આગ્રહથી મામાએ એ સર્વ એને આણી આપ્યું હતું. મામીએ એને માટે જાતે કેટલાં ય ફ્રૉક સીવ્યાં ને ભર્યા હતાં. એને સીવણકામ ને ભરતગૂંથણ સરસ આવડતું. દાદીમા પહેલાં તો ઊકળ્યાં હતાં પરંતુ ધીમે ધીમે શાન્ત પડયા સિવાય તેમનો છૂટકો નહોતો.

પરંતુ તરલાને પોતાને જરા ય શાન્તિ નહોતી. એ રોજ વિચાર્યા જ કરતી. પરંતુ એકે નાઠાબારી જડતી નહિ. એનું પિયેર પાસે જ હતું એટલે સ્થલાંતર માટે ત્યાં જવું પણ ઠીક નહોતું લાગતું. એને બીજું કોઈ સગું નહોતું, એટલે એ જાય પણ ક્યાં? વળી એને જવા દે પણ કોણ? લગ્ન પહેલાં પોતાનો અભ્યાસ પૂરો ન કરી શકી તે માટે એ રોજ સંતાપ કરતી. એણે અભ્યાસ કર્યો હતો પરંતુ એથી કાંઇ તે પોતાના પગ ઉપર ઊભી રહી શકે તેમ નહોતું. એટલે આશ્રય ને આહાર માટે એને હમેશાં પતિની ગરજ રહેતી. એને એકે સંતાન પણ નહોતું, નહિ તો એથી પણ સાંત્વન મળત. ખાનગી અભ્યાસ કરી તે પરીક્ષા આપી શકે પરંતુ હવે એને પરીક્ષામાં બેસવા દે કોણ? ગમે તેમ કરી એ પતિને તો સમજાવે પરંતુ દાદીમાને મનાવવાં અશક્ય હતાં. એટલે આ અંધારા કૂવામાં સડવા સિવાય તેને બીજો આરો જ નહોતો. તરલાનો સ્વતંત્ર આત્મા મૂંઝાઈ ઊઠયો.

રસોડામાં જતાં જતાં તેણે આંસુ લોહી નાખ્યાં. પતિની ચા તૈયાર કરી. બધું બરાબર ગોઠવી તે ઉપર ગઈ.

રમાકાન્ત કનુને ગણિત શિખવતો હતો. પત્નીને જોતાં જ તેણે ગર્જના કરી, "તમે વિદ્વાનો તો ઘણો ય ફાંકો રાખો છો, તો આ છોકરાંને ઘડીક શીખવતાં હો તો?"

"એક સાથે હું બે કામ ન કરી શકું." તરલા ચાદાની ટેબલ પર પછાડી જરા તીવ્ર સ્વરે બોલીઃ હું કાંઈ જાદુની જાણકાર નથી." ધ્રુસ્કાથી એનો સ્વર રુંધાઈ ગયો.

રમાકાન્ત શાન્ત પડયો. તરલાને દુઃખી કરવાનો એને જરા ય આશય નહોતો. માતાની ને પોતાની આજ્ઞા તરલા માને

તો બધુંય સીધું થઈ જાય, પરંતુ અંકુશ માત્રની સામે થવા તરલાએ નિશ્ચય કર્યો હતો.

રમાકાન્તે ખુરસી જરા નજીક ખેંચી. ચાનો પ્યાલો લીધો. " જ્યારે જુઓ ત્યારે રડવાની વાત. જગત મક્કમ મનનું છે, સાથે મજબૂત હાથ પણ જરૂરી છે. આમ રડવાથી કોઈ કાર્ય પૂરાં થતાં નથી. "

ઉત્તર આપ્યા વિના જ તરલા નીચે ગઈ. રામો બજારમાંથી પાછો ફર્યો હતો. તરલાએ શાક સમારવા માડયું. નવ વાગે રસોઈ થવી જ જોઇએ, નહિ તો ભોગ મળે.

એકાએક તરલાનો નાનો ભાઈ અનિલ રસોડાના બારણામાં આવી ઊભો. તરલા ચકિત થઈ, " અત્યારે અહીં ક્યાંથી ? "

" આ ખાદીની સાડીઓ લેશો ? હું ઘણી જ સરસ સાડીઓ લાવ્યો છું. " તે બોલ્યો, " સત્યાગ્રહની ચળવળ કેટલા જોરમાં છે ? હવે તો દરેક સ્ત્રી વિદેશી કાપડની હોળી કરવામાં ગૌરવ માને છે! તો તમે પણ કંઈ ભાગ લોને! "

" અત્યારે મારી પાસે પૈસા નથી. " બેને ટૂંકામાં જ પતાવ્યું.

" રમાકાન્ત લેશે કે ? " અનિલ એમ હારે તેમ નહોતો. " એમને માટે પણ ઝીણી ખાદી તૈયાર છે. "

" તું જાણે ને એ જાણે. " તરલાએ મોં મરડયું, " જા, અખતરો કરી જો. તેં શાળા છોડી દીધી ? "

" હા. " અનિલે જરા પણ અચકાયા વિના કહ્યું, " મેં એકલાએ જ નહિ. દેશને ખાતર અમે કેટલાય યુવાનો બહાર પડયા છીએ. બેન, હવે તો આ પાર કે પેલે પાર ! "

" અમારે તો એ બધા. ચેનચાળા સારા છે. બાપાજી છે

એટલે તમારે કશી ચિન્તા નથી. પરંતુ માથે પડશે ત્યારે તમારી દેશભક્તિ કેટલી કામમાં આવશે તેનો વિચાર કર્યો ?"

"બહુ ડહાપણ કામનું નહિ." તેના ભાઇએ વચમાં જ તેનું ભાષણ કાપી નાંખ્યું, "વિદ્યાપીઠનો અભ્યાસ પૂરો કર્યા પછી પણ મારે માટે કોઈ ભારે કામ તૈયાર નહોતું. બહુ બહુ તો હું કોઈ શાળામાં પંતુજી થઇ ત્રીસેક રૂપરડી કમાત. મજૂરી કરીને ય એટલું તો હું કમાઈ લઈશ."

"એ બધી વાતો. જોઇશું હવે. વખત આવ્યે સહુ જણાશે. ઉપર જા. અત્યારે હું જરા ય નવરી નથી."

"સાવ નમાલાં!" અનિલથી પણ વ્યંગ કર્યા સિવાય ન રહેવાયું, "આખો વખત રસોડામાં ભરાઇ રહ્યે જીવનનું સાર્થક થશે? જરા બહાર તો નજર કરો. તમારી જ બેનો અત્યારે દેશને માટે શું શું કરી રહી છે?"

તરલા પાસે એનો કશો જ ઉત્તર નહોતો. અનિલ ખાદીનો વીંટો ઉપાડી ઉપર રમાકાન્ત પાસે ગયો.

"કેમ શેઠ! શું ખબર?" અનિલને જોતાં રમાકાન્તે જરા પણ સ્પૃહા બતાવ્યા વિના પૂછ્યું.

"આ ખાદી લેશો કે?" અનિલે પોતાના આગમનનું કારણ જણાવ્યું, "ઘણી જ સુંદર છે."

"ઘણું સારું ઘરાક શોધી કાઢ્યું." રમાકાન્તે ટોળમાં જ કહ્યું, "શું કરીએ ભાઇ, અમારા હાથપગ તો બંધાઇ ગયેલા છે. અમને અમારી નોકરીની પડી છે."

"પણ એને ઘડી ભર કેમ ભૂલી નથી જતા?" યુવાન અનિલે સામી ટકોર કરી.

"એ બધું તમને પાલવે. તમારે માથે કાંઈ જવાબદારી છે?"

અનિલ હસ્યો ને નીચે ઊતરી ગયો. રમાકાન્તે સ્નાન કરી, જમી, ઑફિસનો રસ્તો લીધો.

તરલાને માટે આજે સારો દિવસ નહોતો ઊગ્યો. એના દિલમાં શૂન્યકાર વ્યાપી ગયો હતો. એના ભાઇએ સાચ્ચું જ કહ્યું હતું. એ બિલકુલ નમાલી હતી. કેવી કેવી મહત્ત્વાકાંક્ષાઓ રાખી એણે જીવન શરૂ કર્યું હતું. બધું ય આ રસોડામાં જ સમાઇ ગયું. એના જીવનનું બીજું કશું ય ધ્યેય રહેવા પામ્યું નહોતું. ઘર અને ઘરકામ, એ વિના બીજી વાતોનું સ્વપ્નું પણ તે લાવી શકે તેમ નહોતું.

રમાકાન્ત આજે જરા વહેલો ઘેર આવ્યો. એના હાથમાં એક બંડલ હતું. તરલા સગડી સળગાવી કાંઈ સારી વાનીઓ બનાવવાની તરખડમાં પડી હતી. રમાકાન્તે પેલું બંડલ એની આગળ મૂક્યું, "લે, આ તારે માટે લાવ્યો છું."

"શું છે?" તરલાએ બેદરકારીથી પૂછ્યું.

"ઉઘાડીને જો." રમાકાન્ત જરા ઊકળ્યો. તરલાએ બંડલ છોડ્યું. અંદર રેશમના ને આરીભરતના કકડા હતા. એનું વદન ધુંધવાયું, "આવો વિદેશી માલ મારે માટે લાવવાની મેં ના પાડી નહોતી?"

"વિદેશીઓને પૈસે તો તું જીવે છે." તેના પતિના રોષનો પાર રહ્યો નહિ, "પરદેશીઓના પૈસા ખપે તો વિદેશી માલ કેમ ન ચાલે?"

"કોણ કહે છે કે આપણે વિદેશીઓને પૈસે જીવીએ છીએ?" તરલા એમ દબાય તેમ નહોતી, "ખરું પૂછો તો એમની આખી પ્રજા આપણા પૈસે જ મોજ માણી રહી છે. રસ્તે જનાર પણ જે જાણે છે, એટલું ય તમે જાણતા નથી?"

આ અપમાનથી રમાકાન્તનો મિજાજ ગયો.” ના. હું કશુંય નથી જાણતો.” તેણે રાડ નાંખી, “બધું ડહાપણ તારામાં જ ભર્યું છે ને? મોટી પંડિતાણી ન જોઈ હોય તો! ઠીક, આ તારે નથી જોઇતા, એમ ને? લે રાધા! તું લઈ જા, એ તારે માટે રાખજે.”

રાધા પણ હવે વિદેશી કાપડ લાવવાના મતની નહોતી. પરંતુ મામાની બીકથી તે ના પાડી શકી નહિ. કકડા લઇને તે બીજા ખંડમાં જતી રહી.

તરલાને ખુશ કરવા જ આજે રમાકાન્ત એ કકડા ખરીદી લાવ્યો હતો. તરલાએ એનો ભાવ તુચ્છકાર્યો તેથી એને ઘણી જ ચીડ ચડી. માણસ પોતાના પ્રેમનો તિરસ્કાર કદી સહન કરી શકતો નથી. “જાતે કમાઈ શકે નહિ તેને બીજાની કમાઇનું મૂલ્ય ન જ હોય. તરલા નાસ્તો લઈ આવી તે વખતે એણે પોતાનો રોષ કાઢવા માંડ્યો, “અમારી મહેનતનો તમને ક્યાંથી ખ્યાલ હોય?”

“મેં તમને હજાર વાર કહ્યું છે કે મારે માટે તમે વિદેશી વસ્તુઓ ન લાવશો. છતાંય તમે તમારું ધાર્યું કર્યા જ કરો, પછી તમારા પૈસાનું પાણી થાય તેમાં અમારો વાંક કે તમારો?”

“મને હજાર વાર કે લાખ વાર કહેવાની વાત નથી.” રમાકાન્તે બચાવ કર્યો, “દિવસે દિવસે તું સ્વચ્છંદી થતી જાય છે. તારા પતિને આશરે તું જીવે છે એટલે તારા પતિના વિચારોને તારે માન આપવું જ જોઇએ. એટલી અક્કલ તો તારામાં હોવી જ જોઇએ.”

“કંઈ કારણ?” તરલા સામી થઈ, “શું હું મનુષ્ય નથી? મારે કોઇ આદર્શ જ નહિ? મારો મત હોઈ શકે જ નહિ?” વર્ષોથી સુપ્ત લાગણીઓ આજે ભભકી ઊઠી.

" જુદા મત કેળવવા સ્ત્રી લાયક જ નથી. આહાર ને આશ્રય માટે તે બીજાની આશ્રિત છે એટલે બીજાની મરજીને તાબે થવું જ જોઇએ. તારો ભાઈ તો ચક્કર છે. એણે ખાદી વેચવા માંડી, તું બહાર જઈ ભાષણો કર; એટલે તમારાં બધાંના પાપે હું મારી નોકરી ખોઉં. બહુ સારી વાત. "

" જરા ય નહિ, તમારી ગુલામી અમર તપો ! " તરલા ગાજી, " તમારા સાળાના પાપે તમારા શેઠ તમારા પર જુલમ નહિ ગુજારે. જ્યારે હું ભાષણ કરવા જઈશ ત્યારે તમારા ઘરમાં નહિ રહું. "

" બહુ થયું હવે " રમાકાન્તની ધીરજ ખૂટી ગઇ, " તારું બધું ડહાપણ જાણ્યું. આવા સ્વચ્છંદી માણસોથી તો પ્રભુ તોબાહ ! એમની મૂર્ખાઇની પણ કાંઈ હદ છે ? જાતે વિચાર કરતાં તો આવડતું નથી. મદારી દોરે એમ માંકડાં નાચે. "

તરલા ત્યાંથી બહાર જતી રહી. તેની નેત્રપલ્લવીમાંથી શરમ ને રોષનાં આંસુ ધોધમાર વહી રહ્યાં હતાં. આવાં અપમાન ક્યાં સુધી વેઠવાં ? શું ખાવાપીવાનું મેળવી લેવાની પણ તેનામાં શક્તિ નહોતી ? સ્વતંત્રતાની આડે આવનાર જ એની અનાથ દશાની મજાક કરી રહ્યાં હતાં. એ જુઠ્ઠી જંજીરો તોડી એને ભાગી જવાનું મન થયું. પણ જાય ક્યાં ?

ઘરની ચારે દિવાલો એને અકળાવી રહી. કોઇ પણ જગાએ ભાગી જઇ એણે છૂટકારાનો દમ લેવો જ જોઇએ. તે સાસુજી પાસે ગઇ. " બા ! હું પિયર જાઉં છું. મારા બાપુજી બીમાર છે. "

" કોણે કહ્યું ? " ડોસીમા તાડૂક્યાં, " તારો ભાઇ ખબર લાવ્યો ? તારા પિતાજી જરા ય માંદા નહોતા લાગતા. સવારે જ ઓફિસે જતાં મેં એમને જોયા છે, છતાં ય તારે જવું હોય તો

જા. હું ના નહિ કહું, વેળાસર પાછી આવજે; નહિ તો વાળુનું મોડું થશે."

તરલા નોકરને લઈ પિયર ગઈ. ત્યાં તેની માતા સિવાય કોઈ નહોતું. તરલાને આવી વેળાએ આવેલી જોઈ તે જરા વિસ્મય પામી. "અત્યારે ક્યાંથી?" તેણે પૂછ્યું.

"કેમ? હું ગમે ત્યારે પણ ન આવી શકું?" તરલાએ અવળો જ પ્રશ્ન કર્યો, "છોકરાં ક્યાં? બાપુજી ક્યાં ગયા?"

તેની માતા હસી. "સાંજના વળી તારા બાપુજી કયે દિવસે ઘેર હોય છે? ને છોકરાં સભામાં ગયાં છે."

"ચારુ પણ ગઈ છે?" આશ્ચર્યથી તરલાએ પૂછ્યું, "શું સ્ત્રીઓની સભા છે?"

"હા. આજે આઝાદ મેદાનમાં સ્ત્રીઓ વિદેશી કાપડની હોળી કરનાર છે. તને ખબર નથી?"

"મને શી ખબર પડે? તમે મને કેવા ઘરમાં નાખી છે!" ખિન્ન હૃદયે તરલા બોલી.

તેની માતા કશું જ બોલી નહિ. રમાકાન્તની ગુલામ મનોદશા બધાંને બિલકુલ પસંદ નહોતી, પરંતુ તરલાને ખોટું લાગે એથી એ લોકો તેને કશું પણ કહેતાં નહિ.

ઓચિંતો અનિલ ત્યાં આવી ચડ્યો. "કેમ પાછો આવ્યો?" તેની માતાએ પૂછ્યું.

"મારાં વિદેશી કપડાં ભૂલી ગયો હતો, એ લઈ જવા." તેણે ઉત્તર દીધો, "કેમ બહેન, તમે તમારા પતિની મિલકતમાંથી કાંઈ આપશો કે?"

તરલા અત્યારે મજાક સહેવા તૈયાર નહોતી. "હું મારી મિલકત આપીશ. બા, મને તમારી ખાદીની સાડી આપો."

" જા. અંદરના ખંડમાંથી લઈ લે. પણ જોજે, તારા પતિ ચીડાય નહિ. "

" એમને માટે હું જવાબદાર. અનિલ ઊભો રહે. " એમ કહી તે અંદરના ખંડમાં ગઈ.

સંપૂર્ણ ખાદીમાં સજ્જ થઈ તે બહાર આવી. ઘડી પહેલાં પહેરેલાં તમામ કપડાં તેણે અનિલને આપ્યાં. " ચાલ ! હું પણ તારી સાથે સભામાં આવું છું. "

" ચાલો ! " અનિલ ખૂબ જ રાજી થયો, " સ્ત્રીઓ નહિ જાગે તો હિન્દ માટે આશા જ નથી. "

માતા ધબકતે હૈયે આ ભાઇબેનની જોડલી તરફ જોઇ જ રહી. બેઉ મક્કમ પગલે ચાલવા માંડયાં. જતાં જતાં માતાને પણ સાથે ખેંચી ગયાં.

**રમાકાન્ત** રાત્રે ઘેર આવ્યો. અંદર અંધારું હતું. તેને ઠોકર વાગી. " બધાં ક્યાં મરી ગયાં ? આજ દીવા કરવાની પણ નવરાશ નથી મળી ? "

એની માતા તરત ખંડ બહાર આવી. " શું કરું બેટા ! " તે બોલી, " મારી ઉંમર થઈ. હવે મારાથી ઘરકામ થતું નથી. તારી સુધરેલી વહુ પિયર ગઈ છે તે હજી પાછી જ નથી આવી. મેં એને વહેલા આવવાનું કહ્યું, એટલે તે જાણી જોઇને મોડી આવવાની. "

રમાકાન્ત ફરી બહાર નીકળ્યો. તરલાને પાઠ આપ્યા વિના હવે સિદ્ધિ જ નહોતી. એના માયાળુ સ્વભાવનો ભયંકર ગેરઉપયોગ થઈ રહ્યો હતો. તરલા એને નિર્બળ ને મૂર્ખ ગણી લાભ ઉઠાવતી

હતી. એણે પોતાનું સ્થાન સમજવું જ જોઈએ. રમાકાન્ત એના શ્વસુરગૃહે આવ્યો. ત્યાં પણ તેને આશ્ચર્યચકિત થવું પડ્યું. આખા ઘરમાં કોઈ જ નહોતું. તરલા ક્યાં ગઈ હશે? તેણે બહારથી જ હાંક મારી. એક નોકર બહાર આવ્યો. રમાકાન્તે એને ઊધડો લીધો. તે અચકાતો અચકાતો બોલ્યો, "બધાં આઝાદ મેદાનમાં ગયાં છે. ત્યાં આજે વિદેશી કાપડની હોળી થનાર છે."

રમાકાન્તના દિલમાં પણ એક નાનીશી હોળી પ્રગટી રહી. એ થોડી વાર આભો બની એના સામું જોઈ જ રહ્યો. "બધાં જ ગયાં છે?" તેણે પૂછ્યું, "તરલા પણ ગઈ છે?"

"હા સાહેબ" નોકરે રોકડું પરખાવ્યું, "બાઈ પણ ગયાં છે. બહેન બહુ આગ્રહ કરી એમને ઘસડી ગયાં."

રમાકાન્ત બહાર દોડ્યો. એના શ્વસુરકુટુંબ પર તે અકળાઈ રહ્યો હતો. એક ભાડૂતી ગાડી બોલાવી એ અંદર કૂદી પડ્યો.

"આઝાદ મેદાન તરફ." તેણે હુકમ કર્યો.

"ત્યાં તો તોફાન છે, સાહેબ!" ગાડીવાળો ગભરાતો હતો.

"ચાલ હવે" રમાકાન્ત ગુસ્સામાં જ બરાડ્યો, "હું તોફાનની જગાથી થોડે દૂર ઊતરી જઈશ."

ગાડી ચાલી. રમાકાન્ત બારીમાંથી જોઈ રહ્યો.

આઝાદ મેદાનથી ઘણે દૂર ગાડી અટકી. આગળ ઘણી જ ભીડ હતી. લોકોનાં ટોળેટોળાં આમતેમ દોડી રહ્યાં હતાં.

પોલીસ ટોળાંની પાછળ પડી હતી. લાઠીમાર શરૂ થયો હતો.

"ઊતરી જાઓ, સાહેબ!" ગાડીવાળાએ બૂમ મારી, "હવે આગળ નહિ જવાય."

રમાકાન્તને નાછૂટકે ઊતરવું પડ્યું. તેણે ભાડું ચૂકવી ગાડીવાળાને રવાના કર્યો. એક ખાદીધારી યુવાન ત્યાંથી પસાર

થતો હતો. તેને રોકી રમાકાન્તે પૂછ્યું, "સ્ત્રીઓ ક્યાં ભાગી ગઈ ?"

"ભાગી ગઈ ?" તે યુવાન તાજુબ થયો, "એ ભાગે નહિ, મારા મહેરબાન ! પોલીસની મોટર એમનું સ્વાગત કરી રહી છે. એમને આર્થર રોડ લઈ જશે."

રમાકાન્ત આગળ દોડયો. પોલીસની એને પરવા નહોતી. લાઠી કે ટોળા તરફ એની નજર નહોતી. કેટલીયે લાઠીઓ એને પણ પડી, પરંતુ અત્યારે એ સંભાળવા એને ફુરસદ નહોતી.

પોલીસની મોટર આગળ તે થંભી ગયો. સામેથી એક વનિતાવૃન્દ પોલીસ સાથે આવતું જણાયું; તેઓ ખૂબ જ આનંદમાં હતાં, જાણે મોજ માણવા જતાં ન હોય ! એ નાની ટુકડીને મોખરે જ ઉન્નત મસ્તકે તરલા ચાલતી હતી.

"તરલા ! તરલા !" રમાકાન્તે જોરથી બૂમ પાડી.

સ્ત્રીઓ ઘણી જ નજીક આવી પહોંચી હતી. રમાકાન્ત ગાંડાની માફક આગળ ધસ્યો. તરલાએ તેના સામું જોયું. "નાનકડા જુલમમાંથી બચવા મેં મોટા જુલમગારને વધાવી લીધો છે." તેણે હસતાં હસતાં કહ્યું, "રમાકાન્ત ! હવે પોલીસના હાથમાંથી તમે મને છોડાવી શકો તેમ નથી."

તરલાના મુખ પર હમેશાં છવાઇ રહેતી નિરાશા આજે ક્યાં ય અલોપ થઈ ગઈ હતી. મુક્ત હાસ્યની એક મનોહર આભા એના મુખ પર છવાઇ રહી હતી. એ કુમારિકા હતી, ત્યારે રમાકાન્તે એના મુખ પર જે હાસ્યછટા જોયેલી, તે જ આજે આટલે વર્ષે ફરી દેખાતી હતી.

એ જ ચકોર સ્વભાવ, એ જ ઊછળતાંકૂદતાં હવાની લહરી જેવાં અંગપ્રત્યંગ, ક્ષણવારમાં વશ કરી લે તેવા એ જ અધરસંપુટ

અને પુરુષોના અભિમાનને નિશાન બનાવવા સદા તત્પર એ જ ભમરકમાન !

રમાકાન્તને લગ્ન પહેલાના દિવસો યાદ આવ્યા. એને લાગ્યું કે તરલા સાથે દુર્વર્તાવ થયો છે. એના આઝાદ સ્વભાવને હેતાળ સ્થાન નથી મળ્યું. એની ઉન્નત આકાંક્ષાઓને રસોડાના ધૂમાડે, માતાજીના ક્રોધ ભર્યા વર્તાવે, તૂટેલા દિલે અને પોતાની ગુસ્તાખીએ પતંગની જેમ ચકડોળે ચઢાવી છે.

પોલિસવાન આગળ વધી ગઇ.

રમાકાન્તના શરીરમાંથી જાણે ઉત્સાહનું સત્ત્વ સરી પડતું હતું. લથડતે દેહે એ ઘેર આવ્યો. એણે સોફા પર પડતું મૂક્યું.

" તારી વહુ ક્યાં ? " માતાએ જોરથી પ્રશ્ન કર્યો. વહુની લાંબી ગેરહાજરીથી તેઓ છંછેડાઈ બેઠાં હતાં.

" જેલમાં. " પુત્રે ટૂંકો જવાબ વાળ્યો.

" ઓય મા ! ખાનદાનની છોકરી જેલમાં ! અરે રે, કુપાત્ર તે કુપાત્ર ! "

" ચૂપ રહે, મા ! મેં પત્ની ગૂમાવી. તમે બધા મને આમ હેરાન કરશો તો નોકરી ગૂમાવીશ અને......" રમાકાન્ત આગળ ન બોલી શક્યો.

માતા એક ખૂણે ચંપાઇને ઘરકામમાં લાગી ગઈ.

**ર**માકાન્તને ચેન નહોતું. બીજે દિવસે એ તરલાને જેલમાં મળવા ગયો. એણે પ્રેમકાતર દૃષ્ટિએ તરલાને કહ્યું:

" તરલા, જામીન પર છોડાવું ? "

" ના ના, જોજો એવી ભૂલ ન કરતા. "

" કેમ ? "

" જૂની જેલ કરતાં આ જેલ મને ઘણી ગમે છે. મારા સ્વભાવને આ પૂરતી અનુકૂળ છે. રમાકાન્ત, ધૈર્ય રાખો. તમે તો પુરુષ છો. ઘેર સિધાવો. મારે માટે આ જેલ નથી. જેને માટે મને ઝંખના હતી તે–આ મારું મુક્તિદ્વાર છે. "

" મુક્તિદ્વાર ! "

ગણગણતા રમાકાન્તે નિષ્ફળતામાં હાથ પછાડ્યા.

## ગુલામ

**રમા** ઘણાં જ ગરીબ માબાપની દીકરી હતી. એનું યૌવન ક્યારનું ય ખીલી ઊઠ્યું હતું, છતાં ય હજી એને નાની મનાવવાનો પ્રયત્ન થતો હતો. કુદરતનો નિયમ છે કે મનુષ્ય જ્યાં સુધી જીવે ત્યાં સુધી એની વય હર વર્ષે વધતી જ જાય. પરંતુ આ હિંદુ સમાજમાં જ્યાં સુધી કન્યા કુંવારી રહે ત્યાં સુધી એની ઉંમર ચૌદ વર્ષથી વધવી જ ન જોઈએ. સગાંવહાલાં ને પરિચિત માણસો રમા વીસેક વર્ષની થઈ હશે, એમ ચોક્કસ માનતાં. 'દીકરી ને ઊકરડીઃ એની એક જાત. એને વધતાં વળી વાર કેટલી? જલદી ઠેકાણે પાડવામાં જ સાર. દીકરીના બાપને વળી ઊંઘ ને નિરાંત કેવી?' આવી આવી બે ચાર વાર્તા એનાં માબાપને સંભળાવી તેઓ પોતાનું કર્તવ્ય ખતમ થઈ ગયેલું માનતાં. અમદાવાદ જેવા મોટા શહેરમાં તેઓ રહેતાં હતાં, એટલે ગામડા ગામમાં નડે છે તેવી બીજી સામાજિક પીડાઓ તેમને નડે તેમ નહોતી.

તેઓ ચોક્કસ ઘણાં જ ગરીબ હતાં. બાલિકાને પૂરતું ખાવાનું મળતું ન હોય ત્યાં કેળવણી તો ક્યાંથી જ મળે? નાનપણમાં રમાને એની માતાએ બે સુતરાઉ ફ્રૉક સીવી આપ્યાં હતાં તે એ વારા ફરતી

પહેર્યે રાખતી. એનાં ફાટીને ચીથરાં ન નીકળે ત્યાં સુધી એને બીજાં નવાં વસ્ત્રો મળવાની આશા જ નહોતી. તે બહાર તો કદી જતી જ નહિ. આઠ નવ વર્ષની થઈ ત્યાં સુધી સરખી ઉંમરનાં બાલકો સાથે માત્ર તે શેરીમાં રમવા જતી. વળી માતા ફરમાવે તે ચીજો પાડોશની દુકાનોથી લઈ આવતી. જો કોઇને ત્યાં લગ્નમાં જવાનું કે જમવાનું નોતરું આવતું તો એ પોતાની માતાના લગ્ન વખતનું જૂનું શેલું વીંટી લેતી. એને શોખ કરવો હોય તો એ શેલું જ એક માત્ર સાધન હતું.

પરંતુ રમાને અચાનક એક ખાનગી શિક્ષક મળી ગયો. એનું નામ રસિક. એ જ શેરીમાં રહેતો હતો. રમાના ભાઇનો એ મિત્ર હતો. એમની શાળામાં એક વિવાદક મંડળ હતું. એમાં દર રવિવારે વિવિધ વિષયો ઉપર લાંબી લાંબી ચર્ચાઓ થતી, પરંતુ એમાંની એક પણ ભાગ્યે જ અમલમાં મૂકાતી. એકાદ એવી ચર્ચા વખતે ઠરાવ કરવામાં આવ્યો કે સદરહુ મંડળના દરેક સભ્યે એકાદ અભણ વ્યક્તિને વાંચતાં લખતાં શીખવવું. આ નિયમને બહાને દેશના ગાઢ અજ્ઞાનતિમિરનો નાશ કરવાના તેઓના ઉચ્ચ અભિલાષ હતા.

આ ઠરાવ થતાં એ મંડળના એક સભ્ય રસિકે તો તેનો ચોક્કસ અમલ કરવાનો નિર્ણય કર્યો. એક સવારે જેવો તેવો નાસ્તો કરી રસોડામાં રમા શાક સમારતી હતી ત્યાં તે હાજર થઈ ગયો. રમાની માતા તે વખતે રાંધવા પેઠી હતી. "કાકી!" રસિક બારણામાં જ ઊભો રહી બોલ્યો, "આજથી રમાને હું લખતાં વાંચતાં શીખવું ?"

રમા પોતાના કામમાં જ મશગૂલ રહી.

"એવાં નસીબ ક્યાંથી ?" માતા બોલી, "કે રમા લખતાંવાંચતાં શીખે.આટલી મોટી થઈ તેણે કક્કો પણ ઘૂંટચો નથી. એનું શું થશે

એ તો ભગવાન જાણે, બાકી અત્યારે તો એના માટે કોઈ મોટી આશા નથી."

સારો શિષ્ય મળી જવાથી રસિક આનંદમાં આવી ગયો. એ જ સાંજથી એણે ખૂબ ઉમંગથી પોતાના કાર્યનો આરંભ કરી દીધો. શેરીના દીવાથી એમનું કામ નભતું. રસિક જૂની ચોપડીઓ ને સ્લેટપેન લઈ આવ્યો. આમ એમણે સુંદર શરૂઆત કરી દીધી. રમા બુદ્ધિશાળી હતી. વળી તે ઉંમરે પણ મોટી હતી, એટલે ઝપાટાબંધ પ્રગતિ કરવા માંડી. રસિક પોતાના શિષ્ય માટે ગૌરવ ધરાવવા લાગ્યો.

રમાને હવે લખતાં વાંચતાં આવડી ગયું. પરંતુ એના ગુરુએ હાથમાં લીધેલું કાર્ય એટલેથી પડતું મૂક્યું નહિ. હવે તેણે રમાને અંગ્રેજી પણ શીખવવા માંડયું. રમાને વાંચવા માટે એ કેટલીક ચોપડીઓ ને માસિકો પણ ઉપાડી લાવ્યો.

રમા જેમ જેમ વયમાં આવતી ગઈ તેમ તેમ કમળની નવવિકસિત પાંખડીઓની જેમ એનાં અંગપ્રત્યંગો ખીલવા લાગ્યાં. રમાનાં માબાપને રસિક–રમાનો આવો ગાઢો સંબંધ ઝાઝો પસંદ પડતો નહિ. પરંતુ એક વાર પોતે જ અનુજ્ઞા આપેલી હોવાથી હવે એના નિવારણનો ઉપાય નહોતો. રસિક બીજી રીતે પણ તેમને ઘણો જ ઉપયોગી થઈ પડયો હતો. એ વૈદકનો અભ્યાસ કરતો એટલે સાજેમાંદે ઘણો જ કામ આવતો. કેટલીક વાર તો રોગચિકિત્સા કરી તે દવાઓ પણ આપી જતો. વળી એમને પૈસાની જરૂર પડતી ત્યારે પણ એ બનતી મદદ કરતો. આવા સન્મિત્રને ખોટું લગાડવું કેમ પાલવે ? તેથી રમાની માતાએ સદાની ચિંતા દૂર થાય, તેવો માર્ગ શોધી કાઢયો.

"છોકરો કેટલો સારો છે ?" રમાની માતા પોતાના પતિ આગળ ઘણી વાર આ વાત છેડતી, "વળી એને રમા ગમે પણ છે.

પોતાના આદર્શ મુજબ એ રમાને શિક્ષણુ આપી રહ્યો છે. એવો સંબંધ શક્ય છે?"

એનો પતિ એની વાત હસી કાઢતો. "ગાંડી થઈ ગાંડી!" તે કહેતો, "આ કંઇ ખાવાનું નથી તે ખાઈ લેવાય. જગત જુદા જ પ્રકારની વસ્તુ છે. આપણે ગરીબ માણુસ છીએ. આપણે એને શી પહેરામણી આપી શકીએ? આવો યુવાન વર વગર પહેરામણીએ પરણે ખરો કે?"

"પરંતુ એને રમા ગમતી હોય તો?" એની પત્નીએ ફરી એની એ વાત રજૂ કરી.

"એના ગમતા નગમતાનો સવાલ જ ક્યાં છે? એના વિવાહ વખતે એની ઇચ્છાઓને કોઈ વિચારવા બેસવાનું નથી. એનાં માબાપ કહેશે તેમ જ એ વર્તવાનો. એના પિતા આમ દેખાય છે સાદા પણુ એ કાંઈ છેક ભોટ નથી. પુત્રની પહેરામણીનો વિચાર જરા ય એમની ધ્યાન બહાર નથી. વળી એ તો રસિકને વિલાયત મોકલવાની વાતો કરે છે, પછી એને મોં માગી પહેરામણી નહિ મળે?"

છતાં ય રમાની માતા નિરાશ થતી નહિ. "હું રસિકને વાત કરી જોઉં?" તે પૂછતી, "રમા હવે મોટી થઈ છે. એને કુંવારી જોઈ મને કાંઈનું કાંઈ થઈ જાય છે. એની ઉંમરે તો હું ત્રણુ છોકરાંની મા થઈ ચૂકી હતી."

"તને ફાવે તેમ કર!" એના પતિએ બેપરવાઈ દાખવી, "મને તો એમાં કશો જ અર્થ જણુાતો નથી. વળી રસિકનો બાપ જાણુશે તો છેડાઈ પડશે. રમાને માટે હું કેટલી યે જગાએ વાત છેડું છું, પરંતુ પહેરામણીના પ્રશ્ન પર બધા જ પ્રયત્નો નિષ્ફળ જાય છે. છોકરી ગમે તેવી હોય, ભણેલી ને સુંદર

પણ હોય, તો ય પહેરામણી તો જોઈએ જ. તેમાં ય આપણી રમા કંઈ એટલી બધી સોહામણી પણ ન ગણાય."

"આપણે એને પેટ પૂરતું ખાવા આપ્યું હોત ને સુખમાં રાખી હોત તો એ પણ દેખાવડી લાગત. બાકી આપણાં છોકરાં કાંઈ મડમ જેવાં ન હોય." એની પત્નીથી ન રહેવાયું.

રસિકના પિતા એને ખરેખર વિલાયત મોકલવાનો વિચાર કરી રહ્યા હતા, પરંતુ એ માટે પુષ્કળ નાણાંની જરૂર પડે; એટલે શ્રીમંતની કન્યાનું માગું સ્વીકારી એ કોયડો ઉકેલવાનો તેમણે મનસૂબો કરી રાખ્યો હતો. પરંતુ રસિક એ વાતથી તદ્દન વિરુદ્ધ હતો. અભ્યાસ પૂરો થયા બાદ સ્વતંત્ર કમાણી કરી શકે નહિ, ત્યાં સુધી એ પરણવાની સાફ ના પાડતો હતો. વિલાયત ન જવાય તો તેની પણ એને ઝાઝી પરવા નહોતી. એનો પિતા ઘણો ય ધૂંધવાતો પરંતુ એ પોતાના પુત્રને કાંઈ જ કહી શકતો નહિ. અત્યારના છોકરાઓથી પ્રભુ તોબા. માબાપની સામે પોતાના લગ્નની વાત કરતાં પણ તેઓ જરીકે શરમાતા નથી!

એના પિતાએ એક શ્રીમંતકન્યા પસંદ પણ કરી હતી. બન્ને વડીલો વચ્ચે ખાનગી મસલતો પણ ચાલી હતી. છોકરીનો બાપ તાકીદે લગ્ન કરી નાંખવાના મતનો હતો. વિલાયતનું તમામ ખર્ચ ઉપાડી લેવા પણ તૈયાર હતો, પરંતુ રસિક પરણે તો જ. પરણ્યા પહેલાં કોઈ બીજી વાતો એને મંજૂર નહોતી. એને વિવાહનો વિશ્વાસ નહોતો. રસિક યુવાન હતો. વિલાયતમાં કેટલાય યુવાનોનાં માથાં ફરી જાય છે. મડમડી લઈ આવતાં પણ એમને વાર ન લાગે. એવું કાંઈ થાય તો એના પૈસા પાણીમાં જાય ને!

રસિકના પિતા માત્ર થોડાં વર્ષો વાટ જોવા જ એમને વીનવી શક્યા. એ સંબંધ એમને એટલો બધો ગમી ગયો હતો કે બીજી કોઈ પણ કન્યા એમની નજરમાં આવે તેમ નહોતું. સદ્‌ભાગ્યે કન્યાના પિતાએ થોડાં વર્ષ વાટ જોવા કબૂલ્યું. કન્યા નાની હતી એટલે થોડો વખત થોભી જવામાં હરકત નહોતી. વળી એ શ્રીમંત હતા એટલે સમાજની એમને પડી નહોતી.

રસિકને વિલાયત જવાનું નક્કી થયું. એના બાપે ઘર ગીરો મૂકી પૈસા ઊભા કર્યા, એની માતા ઘરેણાં વેચી પુત્રને વિલાયત મોકલવા તૈયાર થઈ. "બા, હું બે જ વર્ષમાં પાછો આવીશ," રસિક એની માતાના પડી ગયેલા વદન સામું જોઈ બોલ્યો, "પછી તને બમણાં ઘરેણાં કરાવી આપીશ. વળી આથીએ સરસ મકાન બંધાવીશું."

"મને ખાતરી જ છે, બેટા!" પરાણે હાસ્ય લાવી એની માતાએ વિદાય દીધી.

અત્યારે પોતે કાંઈ નહિ બોલે તો વાત વંઠી જશે એમ રમાની માતાને લાગ્યું. રસિક વચન આપતો જાય તો નિરાંત. રિવાજ પ્રમાણે તો રમા ક્યારનીયે મોટી થઈ ચૂકી હતી, એટલે આવો વર જતો રહે એ પાલવે તેમ નહોતું.

એટલે એણે રસિકને જમવા તેડ્યો. પાડોશી પાસેથી થોડા પૈસા માગી લાવી એણે સારી રસોઈ બનાવી. રમાની મદદથી સંધ્યાકાળ પહેલાં તેઓ પરવારી ગયાં. રસિક સાથે વાતચીત કરવા માટે બેસવાની જરૂર હતી. રમાને પણ સારાં વસ્ત્રો સજવાં ફરમાન થયું, પરંતુ રેશમી વસ્ત્રાલંકારોની ખોટ એને ખૂબ

જ સાલી. કેવી કમનસીબ છોકરી! દરેક છોકરીને યૌવન દીપાવવું ગમે. બિચારી રમાને જીવનભર ચીથરાં જ ચૂંથવાનાં!!!

વખત થયો કે રસિક આવ્યો. રમા પોતાના ખંડમાં બેઠી હતી. એની માતા રસોડામાં હતી. "આમ અંધારામાં એકલી કેમ બેસી રહી છે?" રસિકે આવતાં જ પ્રશ્ન કર્યો.

"બેસો ને!" ઊભી થઈ રમાએ ઉત્તર દીધો, "હું દીવો લાવું છું."

એનું દિલ ભરાઈ આવ્યું.

"આમ દોડાદોડ કરવાની જરૂર નથી." રસિકે એને શાન્ત કરવા પ્રયત્ન કર્યો, "બારી ઉઘાડ એટલે ઘણું ય અજવાળું આવશે."

રમાએ બારી ઉઘાડી. રસિક ખુરસી આગળ ખચીને બેઠો. "થોડાં વર્ષ માટે હું જાઉં છું," તેણે શરૂઆત કરી, "પણ તું ભણવાનું છોડી ન દઈશ. હું દર અઠવાડિયે તને પત્ર લખતો રહીશ. તને પણ સાથે લઈ ગયો હોત તો કેવું સારું થાત. પણ એ કામ મારી શક્તિની બહાર છે. ભવિષ્યમાં વળી જોઈશું. પુસ્તકાલયમાંથી તારે જોઈતી તમામ ચોપડીઓ તને મળે એવી હું વ્યવસ્થા કરીશ."

રમા મોં ફેરવી જોરથી રડી પડી. એને કેવી રીતે શાન્ત કરવી તેની રસિકને સમજ પડી નહિ. તેઓ એક બીજાને ઘણી જ સારી રીતે ઓળખતાં, પરંતુ સમાજ આગળ તેઓ નિરુપાય હતાં.

"જતી વખતે આમ કરવાનું હોય?" રમાને માથે હાથ ફેરવતાં છેવટે રસિક બોલ્યો, "અત્યારે હું છૂટો નથી તે તું સારી રીતે જાણે છે. હું સ્વતંત્ર હોત તો જુદી જ રીતે વર્ત્યો હોત. તું બે વર્ષ વાટ નહિ જુએ?"

રમાએ માથું ધુણાવી હા પાડી. એની માતા રસોડામાંથી બૂમ મારતી હતી એટલે તેને જવું પડ્યું.

રસિક જમ્યો. રમાની માતાએ રમાની રસોઈનાં ખૂબ વખાણ કર્યાં. પછી બહાનું કાઢી તેણે રમાને બહાર મોકલી.

"બેટા!" હવે તે મૂળ વાત પર આવી, "તેં તારી મરજી મુજબ આ છોકરીને કેળવી છે, હવે એને રઝળતી મૂકીશ?"

આવી સીધી વાત કરવા રસિક તૈયાર નહોતો. તે ઘડી ભર મૂક બની ગયો. "તને મોઢે કહ્યું નથી એટલું જ." રમાની માતાએ આગળ ચલાવ્યું, "બાકી આજ કેટલાંય વર્ષોથી અમે તારા પર મદાર બાંધ્યો છે."

"અત્યારે હું સ્વતંત્ર નથી." અન્તે રસિક બોલ્યો, "તમે જાણો છો કે હું દેવું કરી વિલાયત જાઉં છું. મને જઈ આવવા દો, પછી હું મારું કર્તવ્ય નહિ ચૂકું."

રમાની માતાને આટલાથી સંતોષ માનવો પડ્યો. રસિક વિલાયત ઊપડી ગયો.

**વખત** જતાં વાર લાગે છે? રમા આખો દિવસ વૈતરું કરતી, પરંતુ સાંજે તે એકલી પડતી. બારી ઉઘાડી તે વાંચવા બેસતી. એના ગુરુ હતા ત્યારે તેણે આટલી ચીવટ કદી યે રાખી નહોતી. "એક ગાડું ભરીને પુસ્તકો તેં વાંચી કાઢ્યાં હશે!" એની માતા વારંવાર ટકોર કરતી, "છોકરીને બદલે છોકરો થઈ હોત તો કેટલો લાભ થાત? આ જમાનામાં ભણેલી છોકરીઓનું મૂલ્ય કેવું અંકાય છે, તે જોઈશું."

રસિક નિયમિત પત્રો લખતો, પરંતુ રમાને પ્રત્યુત્તર આપવાની રજા નહોતી. તે કુંવારી હતી, વળી ગરીબ હતી. પરાયાને પત્રો લખે તો લોકો વાતો કરે. એટલે રમાની માતા રસિકને ઉત્તર વાળતી. માત્ર સરનામું રમા કરતી.

એક દિવસ રમાના પિતા નોકરીએથી વહેલા ઘેર આવ્યા. બેએક રૂપિયા પત્નીના હાથમાં મૂકી તે બોલ્યા: "થોડો નાસ્તો મંગાવ. રમાને લૂગડાં પહેરાવ. મહેમાનો જોવા આવવાના છે."

"શું કામ?" રમાની માતાને ધ્રાસ્કો પડ્યો, "રસિકે વચન આપ્યું છે ને? આવું સાંભળે તો એને કેવું લાગે?"

"એના વચનની શી કીંમત?" રમાના પિતાનો મિજાજ ગયો, "એના બાપે કેશવલાલની દીકરી સાથે એનો ક્યારનો ય વિવાહ કરી મૂક્યો છે, તેની તને ખબર છે?"

રમાની માતા પર વજ્રપાત થયો. એણે સ્વપ્ને પણ આવું ધાર્યું નહોતું. "કેવો લુચ્ચો!" તે બબડી, "હું તો છોકરાના વિશ્વાસે રહી."

એ રમા પાસે દોડી.

"નકામો ત્રાસ શું કામ આપો છો?" રમા છેડાઈ પડી, "પરાયા આગળ જઈ ઊભા રહેવાનું મને નહિ પાલવે."

માતા એને ગાળો ભાંડવા લાગી. રસિકને જુઠ્ઠો ને લુચ્ચો કહી સારી પેઠે ચોપડાવી. રમાને પરાણે બહાર ઘસડી લાવી તેની વેણી ગૂંથવા બેઠી. બધો વખત એની જીભ તો ચાલ્યા જ કરી. માગી આણેલા વસ્ત્રાલંકારો પહેરવા તે રમાને ફરજ પાડી શકી નહિ. રમાએ માતાની ગાળો ને માર પણ મૂંગે મોઢે સહન કર્યો. પોતાના નિશ્ચયથી જરા પણ ડગી નહિ.

રાત્રિ પડી ગયા પછી બે વૃદ્ધ જણાતા માણસો આવ્યા. રમાને તેમની આગળ રજૂ કરવામાં આવી. તેમણે થોડાક પ્રશ્નો પૂછ્યા. તેના ઉત્તરો રમાને બદલે તેના પિતાએ જ આપ્યા. રમાએ એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ.

"સોળ વર્ષ કરતાં જરા મોટી લાગે છે," એકાદ વૃદ્ધે વિવેચન કરવા માંડ્યું. "તમે તો રમા સોળ વર્ષની છે એમ કહેતા હતા?"

"મોટી હશે તો સારું." બીજાએ ઉત્તર દીધો; નાસ્તાને ઈન્સાફ આપી બન્ને જણુ વિદાય થયા. બીજે દિવસે ખબર આવી કે રમાને સ્વીકારવા તેઓ તૈયાર હતા.

રમાના પિતા પણ વરને ત્યાં જઇ આવ્યા. એમની પત્ની તો ઊંચીનીચી થઈ રહી હતી. પરંતુ રમાના પિતાએ સીધો જવાબ જ ન આપ્યો. "વર બહુ મોટી ઉંમરનો છે?" ઘરમાં આવતાં જ રમાની માતાએ પ્રશ્ન કર્યો.

"ના રે ના," તેણે ઉત્તર દીધો, "ફક્ત ત્રીસેક વર્ષ જ થયાં હશે."

"વિધુર છે?" તેની પત્નીએ આતુરતાથી ફરી પૂછ્યું, "તમે કહો છો કે એ લોકો શ્રીમંત છે, છતાં ય પહેરામણી વિના તેઓ આપણી રમાને સ્વીકારવા તૈયાર થયા છે? મને તો આમાં કાંઈ દાળમાં કાળું જણાય છે."

"એવું કાંઈ હશે તો ખરું જ," તેનો પતિ બોલ્યો, "બધું જ સીધે સીધું હોત તો આમ સહેલાઈથી માનત ખરા કે? આપણે પહેરામણી નથી કરવાની તેમ અલંકારો પણ નથી આપવાના. બાકી રમા કાંઇ દેવલોકથી ઊતરી આવેલી નથી."

"તમે સીધી વાત કેમ કરતા નથી?" રમાની માતા અકળાઈ, "રમા મારી દીકરી પણ છે ને? મારું હૃદય તો ભયથી વિહ્વલ બની જાય છે."

પરંતુ રમાના પિતા એક શબ્દ પણ બોલ્યા વિના બહાર ચાલ્યા ગયા. "રમાને તું રસિકને ત્યાં વારંવાર કેમ જવા દે છે? થોડી વાર પછી પાછા આવી તે બોલ્યા, "હવેથી જરા કડક થજે, નહિ તો વળી પાછી વાત વંઠી જશે. લોકોને મોઢે કાંઈ તાળાં દેવાય છે?"

"રસિકની માતા રમાને બોલાવે એટલે આપણાથી કાંઇ ના પડાય ?" તેની પત્નીએ ખુલાસો કર્યો, "રમા ત્યાં જાય છે તેમાં શું બગડી જવાનું છે ? રસિક વિલાયત ગયો ત્યારથી એની માતા માંદી પડી છે. એ લોકો પૂરી દવા પણ કરતાં નથી. છોકરા પાછળ બહુ પૈસા ખરચી નાંખવાથી બિચારાં પુષ્કળ તંગી વેઠી રહ્યાં છે."

વાત વધાર્યા વિના એનો પતિ ફરી બહાર ચાલ્યો ગયો.

**રમાના** લગ્નનો દિવસ આવી પહોંચ્યો. કન્યાનો બાપ ગરીબ હોવાથી લગ્નમાં ભપકો નહોતો. બાકી મહેમાનોની સંખ્યા ઘણી હતી. પાડોશીઓ તો વિના આમંત્રણે પણ ત્યાં ઉભરાયાં હતાં. રમા પથ્થરની પૂતળી બની બેસી રહી હતી. તે રડતી નહિ તેમ બેનપણીઓ બોલાવતી છતાં બોલતી પણ નહિ. પછી સખીઓએ વસ્ત્રાલંકાર સજાવવા માંડ્યા. વરરાજાની પધરામણી થઈ. સ્ત્રીઓએ એમને પૂંખી લીધા.

રમાની માતા વર તરફ ધારી ધારીને જોઈ રહી, પરંતુ એને કશી જ ગમ પડી નહિ. એનો દેખાવ સામાન્ય હતો. તે જરા ગંભીર લાગતો. તે મોટી વયનો કે કુરૂપ નહોતો. "કેવું સુંદર યુગલ!" છોકરીઓ બંનેને ગાવા લાગી. "જાણે મૂંગી પ્રતિમાઓ. સુધારામાં આવો રિવાજ હશે."

લગ્નવિધિ પતી ગઇ. વરકન્યા અંદર ગયાં. સ્ત્રીઓએ તેમને ઘેરી લીધાં.

"રમા કેવી સુંદર લાગે છે ?" એક છોકરી બોલી ઊઠી, "સારા વસ્ત્રાલંકાર સજે તો ગમે તેવી વ્યક્તિ પણ સુંદર લાગે."

"ખરેખર," બીજી બબડી, "નસીબદાર છે હોં. એનાં

માંબાપને એક પાઈ પણ ખર્ચ થયું નહિ, ઊલટાં એણે આભૂષણો સજ્યાં છે એ બધાં ય વરપક્ષે આપેલાં છે."

"આવું ભાગ્યે જ બને છે." પહેલી છોકરી બોલી.

કેટલી ય છોકરીઓએ વરને સતાવવા પ્રયત્ન કર્યો પરંતુ તે એક અક્ષર પણ બોલ્યો નહિ. "તારો વર બહેરો છે, રમા?" એક પ્રમદાએ પૂછ્યું, "કે હમણાં જ વિલાયતથી ચાલ્યો આવે છે? ગુજરાતી બોલતાં ભૂલી ગયો હશે!"

વર ઓચિંતો હસી પડ્યો, "હા. હા. ઈટાલીથી."

પેલી બાઈ તો આ અણધાર્યા ધડાકાથી દિગ્મૂઢ બની ગઇ. આનો અર્થ શો? એ ઇટાલીથી આવ્યો હશે? બીજી સ્ત્રીઓ હસવા અને ઠઠ્ઠામશ્કરી કરવા લાગી. પરંતુ વર તો ફરીથી પથ્થર બની ગયો. કેટલાંક બહાર ગયાં. કેટલાંક ઝોકે ચઢ્યાં.

**મ**ધ્યરાત્રી થઈ ગઈ હતી. ઘરમાં શાંતિ પ્રસરવા માંડી હતી. ઘણા ખરાં નિદ્રાધીન થવા લાગ્યાં હતાં. એકાએક કોઇ તીણી ચીસે ગાઢ શાંતિનો ભંગ કર્યો. દરેક જણ સફાળુ જાગી ઊઠ્યું. સ્ત્રીઓ ભયભીત બની આમતેમ દોડવા લાગી. રમાના માતાપિતા પણ ગભરાઈ ત્યાં દોડી આવ્યાં.

જમણો હાથ ઊંચો કરી વર ખંડ વચ્ચે ઊભો હતો. થોડી થોડી વારે તે ખડખડાટ હસી પડતો. "હું મુસોલિની છું" તે ગાજતો, "આખા જગતને જીતવા મે પગલાં માંડ્યાં છે. દૂર હઠો. દૂર હઠો."

બહાર ઓટલા ઉપર બે નોકરો સૂતેલા હતા. ઓચિંતી ધમાલ થવાથી તે જાગી દોડી આવ્યા. તેમણે એ ગાંડા

માણસને એકદમ પકડી લીધો. ને એને શાંત કરવા મથવા લાગ્યા. પરંતુ કાંઈ વળ્યું નહિ. વર તો ફલંગો ભરતો આગળ વધ્યો. નોકરો પાછળ દોડયા. ગભરાયલાં બૈરાંને શાંત કરવા મથતા, "આમાં ગભરાવા જેવું કાંઈ જ નથી," તેઓ કહેતા, "એમને ઘણી વાર આવું થઈ આવે છે. અમને એ કામ માટે જ રાખેલા છે. અમે કોઈને ય ઈજા નહિ થવા દઈએ."

રમાની માતાએ માથું કૂટયું. "મેં મારી દીકરીને હાથે કરી કૂવામાં નાંખી" તેણે આક્રંદ કરવા માંડયું, "ઓ ભગવાન ! આટલા માટે એને મોટી થવા દીધી ?"

રમાનો પિતા એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના પોતાના ખંડમાં છૂપાઈ ગયો.

અત્યાર સુધી ખૂબ જ ધમાલ મચી રહી હતી. કોઈને ય રમા તરફ જોવાની ફુરસદ નહોતી. ગાંડા માણસને ત્યાંથી દૂર કરવામાં આવ્યો એટલે બધાંની નજર એ કમનસીબ છોકરી તરફ વળી. લગ્નગાંઠ છૂટી કરી તે તો ક્યારની ય શાંત ચિત્તે બારી આગળ ઊભી હતી.

એક યુવાન લલના તેની તરફ દોડી આવી. "આ શું ?" તેણે પૂછ્યું. "આ લગ્નગાંઠ કેમ છોડી નાંખી ? આવા અપશુકન થાય ?"

"આવા માણસ સાથેની ગ્રંથિ પણ શું શુકનિયાળ છે ?" રમાએ રોકડું પરખાવ્યું.

"શું કરીએ, બેટા !" પેલી બાઈ સાન્ત્વન આપતાં બોલી, "લગ્ન થઈ ગયું. હવે થયું ન થયું શી રીતે થાય ? તારા જેવું કમનસીબ કોઈ નહિ હોય."

પેલા નોકરો વરને માથે ઠંડુ પાણી રેડી, દવા પાઈ એને શાંત પાડી શકયા. એ તો લાંબો થઈ ઘોરવા લાગ્યો. બૈરાં આખી રાત

જાગતાં બેસી રહ્યાં. વિચિત્ર બનાવોએ બધાંની નિદ્રા ઉડાડી મૂકી.

રમાની માતા દીકરી પાસે આવી તેને સાન્ત્વન આપવા ને પંપાળવા લાગી. માતાને દૂર હડસેલી પુત્રી દૂર થઇ ગઈ.

બીજે દિવસે વરકન્યાને વળાવવાનો વખત થયો. ચોતરફ ધમાલ મચી રહી. "હું મારી પુત્રીને નથી મોકલવાનો" રમાના પિતા ગાજી ઊઠયા, "એ લોકોએ આપણને છેતર્યા છે. આપણને કદી યે જણાવ્યું નહોતું કે વર ગાંડો છે. છો જાય એકલા."

વરપક્ષવાળા પણ સામું બોલવા લાગ્યા: "માંદગી ઊભરી આવે છે, એવું અમે તમને નહોતું કહ્યું?"

"આ માંદગી કહેવાય?" રમાનો બાપ બરાડી ઊઠયો. "આ તો સાવ ગાંડો છે. મોકલી આપો એને ગાંડાની હોસ્પીટલમાં. મને તો હતું કે દમ જેવો રોગ હશે. આવું જાણતો હોત તો હું કદી યે માગું કબૂલ ન કરત."

રમા વસ્ત્રાલંકાર સજી તૈયાર થતી હતી. એનું વદન પૂતળા જેવું નિરામય બની ગયું હતું. "બાપુજી, આમ લડવા કેમ માંડયું છે? તમે મને વેચી ચૂકયા છો. મારે તો હવે એમની સાથે ગયે જ છૂટકો." તે દોડીને ગાડીમાં ચડી બેઠી. ગાંડા વરરાજાને બહાર લાવી એની બાજુમાં બેસાડવામાં આવ્યો. ગાડી ઊપડી. રમાના માતાપિતા સ્તબ્ધ બની ગયાં.

**એ**ક અઠવાડિયું વીતી ગયું. રમાની માતા તો રડ્યા જ કરતી. રમાની કંઇ જ માહિતી તેમને મળતી નહિ. રમાના પિતા બે વાર એની ખબર કાઢવા ગયા હતા, પરંતુ કોઇએ એમને દાદ દીધી નહોતી.

રિવાજ મુજબ આઠમે દિવસે વરકન્યા પાછાં વળ્યાં. અર્ધો કલાક બાદ વરરાજા પાછા ફર્યા. આખી મુલાકાત દરમિયાન તેમણે એક પણ વાક્ય ઉચ્ચાર્યું નહોતું.

રમાની માતાએ પુત્રીને છાતી સરસી દબાવી વહાલ કરવા માંડ્યું. પરંતુ તે તો મૌન ને અકકડ રહી. એનાં અંગે વસ્ત્રાલંકારોનો પાર નહોતો.

"એણે તને પજવી તો નહિ જ હોય." માતાએ તપાસ કરવા માંડી.

"ગાંડા માણસને સારાનરસાનું ભાન જ હોતું નથી." તેની પુત્રીએ ટૂંકો ઉત્તર વાળ્યો.

"ત્યારે તે દિવસે જવા શું કામ ઉતાવળી થઇ હતી?" એની માતાએ દાઝ્યા ઉપર ડામ દેવા માંડ્યા, "અમે તો તને મોકલવાના જ નહોતા."

"તમે તમારું લોહી વેચી આવ્યા પછી મારે ગયા વિના છૂટકો?" રોકડું પરખાવી રમા ખંડ બહાર નીકળી ગઇ.

રમાના આગમનની વાત સાંભળી પાડોશની સ્ત્રીઓ ભેગી થઈ ગઇ. બીજી કાંઈ વાતચીત કરવાની ન હોવાથી વસ્ત્રાલંકાર પર ભાષણ ચાલ્યું. રમા શાંત ચિત્તે બધું સાંભળી જ રહી.

બધાના ગયા પછી રમા તેની માતા પાસે ગઈ. "બા! હું કાકી પાસે જાઉં છું. તે બહુ જ બીમાર છે એમ સાંભળ્યું છે."

"ત્યાં બહુ ખોટી ન થઈશ." એની માતાએ રસોડામાંથી જ જવાબ વાળ્યો.

પરંતુ રમાને બહુ જ મોડું થયું. રાતના દસ વાગી ગયા. એની માતા જાગતી જ પથારીમાં પડી રહી હતી. "આટલી બધી મોડી!" રમા આવી કે તેની માતા તડુકી, "મને તો ચિંતા

થતી હતી. આટલાં બધાં ઘરેણાં પહેરી મોડી રાત સુધી બહાર ફરાય ?"

"બીજાં બે ચાર જણને પણ મળતી આવી" પુત્રીએ ઉત્તર દીધો, "બધાંએ મને ખૂબ આગ્રહ કરી રોકી રાખી. અત્યારે હું જમવાની નથી." એમ કહી તે પથારીમાં પડી.

બીજે દિવસે સવારે ઘરમાં ધમાલ મચી રહી. રમાના વસ્ત્રાલંકારો અલોપ થઈ ગયા હતા. હાથમાં માત્ર દાંતની ચૂડીઓ જ હતી.

રમા સાવ મુંગી બની ગઈ હતી. ગાળો ને માર પણ તેને દબાવી શક્યાં નહિ.

એની માતા રડવા લાગી. "તું નહિ બોલે તો અમે શી રીતે શોધી કાઢીશું ?" તે બોલી, "એ લોકો તારો જીવ લેશે. આઠ હજાર રૂપિયાનાં ઘરેણાં હતાં. કાંઈ મશ્કરી નહોતી."

"તે મારે જોવાનું છે" રમા બોલી, "એ લોકોએ આઠ હજાર આપી પોતાના ગાંડા છોકરા માટે ગુલામ ખરીદી હતી. એવા કીમતી જીવનો ભોગ લેવો સહેલું નથી. એ મારાં ઘરેણાં હતાં, મારી મિલકતનું ગમે તેમ કરવા હું મુખત્યાર છું."

એટલેથી એ વાત પર પર્દો પડ્યો.

એક દિવસ રસિકને એની માતાનો પત્ર મળ્યો. તે ઘણા દિવસ બિમાર રહી હતી એટલે પત્ર લખી શકી નહોતી.

"બેટા ! પ્રભુએ આપણા પર મહેર કરી છે. આપણે સા'વ ભિખારી બની ગયાં હતાં. આપણને રસ્તા ઉપર રઝળતા મૂકી

દેવાની જ બાકી હતી. પરંતુ કોણ જાણે ધીરનારાનાં મન શાથી પલટાઈ ગયાં! આપણું ગીરોખત ભરપાઈ કરી આપણને પહોંચાડી દેવામાં આવ્યું છે. એ કહે છે કે એમને પૈસા મળી ગયા છે, પરંતુ તે પૈસા આપનારનું નામ આપતા નથી. નામ નહિ કહેવાની એમણે પ્રતિજ્ઞા લીધી છે. તને આશ્ચર્ય થશે પણ આ વાત અક્ષરે અક્ષર સાચી છે. થોડા દિવસ ઉપર રમા મને મળવા આવી હતી. એના બાપે બિચારીને કૂવામાં ધકેલી દીધી છે. પૈસાની ખાતર રમાને એક ગાંડા સાથે વરાવી દેવામાં આવી છે."

# સુધરેલી

હરિકૃષ્ણનું કુટુંબ જૂના વિચારો ધરાવતું, પરંતુ એને એકાએક નવા જમાનાનો પવન લાગ્યો. તે છેક જ સામે કિનારે જઈ ઊભો. નવી માન્યતાને અનુરૂપ થવા એણે પોતાની સૌથી નાની પુત્રીનું નામ લીલી રાખ્યું. શરૂઆતથી જ એને અંગ્રેજી શાળામાં દાખલ કરી. લીલીને સંપૂર્ણ અર્વાચીન બનાવવા એણે નિર્ધાર કર્યો. પરંતુ જૂના વિચારો ધરાવતાં કુટુંબીઓમાંથી ઇંદુ જેવો વર મેળવવાની એને આશા નહોતી અર્વાચીનતાના અખતરામાં એ ઝડપથી આગળ વધી રહ્યો હતો એવામાં ઈંદુ એના માર્ગમાં આડે આવ્યો ને હરિકૃષ્ણને થંભી જવું પડયું.

એની જ જ્ઞાતિનો, સુંદર, કુલિન ને વિદ્વાન ઈંદુ હરિકૃષ્ણને એકદમ ગમી ગયો. એ શ્રીમંત કુટુંબનો નબીરો હતો એટલે હરિકૃષ્ણને પાછાં પગલાં માંડવા ફરજ પડી.

" જુઓ ને, ઋષિમુનિઓ કાંઇ ગાંડા નહોતા." જૂના વિચારો અપનાવતો તે બધાંને કહેવા લાગ્યો, "મનુષ્ય સ્વભાવ તે આપણા કરતાં ઘણી જ સારી રીતે પીછાનતા. એમનાં ફરમાનો આપણે છોકરવાદીમાં ઉવેખવાં ન જોઇએ. પત્નીને પતિગૃહે જ આખું જીવન ગાળવાનું હોય છે, એટલે બનતી ત્વરાએ પતિગૃહે સિધાવી, તે

પતિનાં કુટુંબીઓને પોતાનાં ગણતી થઇ જાય તો સારું. આપણામાં બાળલગ્નનો રિવાજ તેથી જ પડેલો."

મોટપણે હરિકૃષ્ણ સુધારક બનેલો, એટલે પીછેહઠ કરતાં એને તો કશી યે મુશ્કેલી નડી નહિ. પરંતુ એનાં સંતાનો તો ભારે મૂંઝવણમાં આવી પડ્યાં. તેમાં ય સહુથી વધારે સહન કરવું પડ્યું લીલીને. માતાના અંકે ઝૂલતાં એણે અર્વાચીન બનવાના પાઠ પઢ્યા હતા. હવે તે પિતાના વચને વિસારી મૂકવાનું તેને મુશ્કેલ પડ્યું. એની ઉમ્મરના બાલકે લગ્ન વિષે વાત કરવામાં ય પાપ વહોરવાનું છે એવું અત્યાર સુધી તેણે સાંભળ્યું હતું. હવે તો તેણે જાતે જ પરણીને મહા પાપમાં પડવું પડશે, એ સાંભળી તે મૂંઝાઇ ગઇ.

ટૂંકાં ફ્રોક ને મોજાં સિવાય એના જેવી નાનકડી બાલા બીજાં વસ્ત્રો પહેરે તે બિલકુલ અસભ્ય ગણાય એવું તે મોટેરાં પાસેથી શીખી હતી; હવે એ જ મોટેરાં એનાં એ અર્વાચીન ફ્રોક તાણી લઇ તેને સાડીઓ પહેરાવવા માગતાં હતાં, એ જોઈ તેને ભારે આઘાત થયો. પહેલાં એકાદ વાર તેણે વાળ ઊંચા ઓળવા પ્રયત્ન કર્યો હતો, ત્યારે એની મોટી બેને એનો દમ કાઢી નાખ્યો હતો. પરંતુ હવે તો એ જ બેન જાતે એના વાળ ઓળી અંબોડો વાળતી હતી.

પહેલાં મોટેરાંની વાત સાંભળતી તે પકડાતી તો તેને ખૂબ ધમધમાવવામાં આવતી. એનાં એ જ મોટેરાં હવે એની હાજરીમાં જ છડેચોક લગ્નના હરેક વિષય પર ચર્ચા ચલાવતાં. અત્યાર સુધી લીલીને અંગ્રેજી બોલતી જોવામાં એની માતા ગૌરવ માનતી. પરંતુ હમણાં હમણાં લીલીથી અંગ્રેજી બોલાઇ જતું તો તે ટોકતી, ને સ્પષ્ટ ગુજરાતી બોલવાની જ ટેવ પાડવા ફરમાવતી. બિચારી લીલી! અત્યાર સુધી તે અંગ્રેજ કુમારિકાની સમોવડી બનવામાં

આદર્શ માની રહી હતી. હવે એ આદર્શો છેક જ પલટાઈ ગયા હતા. હવે તેને ધર્મીષ્ઠ—ગમે તેવા પતિને પરમેશ્વર કલ્પનાર હિંદુ સન્નારી બનવાનું હતું, એ વિચારે તે ગુંગળાઈ જતી.

છતાં એનું લગ્ન લેવાયું. ભાવિ પતિને ઘેરથી અલંકારોની યાદી પણ આવી ગઈ. એમાંનું એકે એક આભૂષણ જૂના જમાનાનું હતું. પરંતુ કન્યાનાં માબાપને વાંધો ઉઠાવવાનો હોય જ નહિ. એ ઘરેણાં કુટુંબનાં કોઇને ય મનફાવતાં નહોતાં. લીલીને તો તે બિલકુલ ગમતાં નહિ. પોતાનો અણગમો જાહેર કર્યા વિના પણ એનાથી રહેવાયું નહિ. નાપસંદ લગ્નમાં સંમતિ આપવા એને સારાં સારાં જવાહરો પહેરવા મળશે એવી લાલચ આપવામાં આવી હતી, જ્યારે યાદી આવી ત્યારે તેમાં સોનાના લચકા ને લચકા ખડક્યા હતા!

"બીજું કાંઈ જ નહિ, તમે બધાં કેટલાં સ્વાર્થી છો" લીલીથી ન રહેવાયું, "તમારે ભપકો મારવો હોય તો ઝટ 'જવેલરી માર્ટ'ને પગથિયે ચઢો છો. મને આ સોનાના ગઠ્ઠાથી શણગારવી છે. એ બધાં ગંગાની માને લાયક છે, મારે નહિ. લઈ જાઓ, મારે કશાની જરૂર નથી."

પરંતુ બિચારી લીલીનું કશું જ ચાલ્યું નહિ. લગ્નની રાત્રિએ એને એ જ ઘરેણાં લાદવાં પડ્યાં. ધર્માંધતાના આ ઝાપટામાં એને ખૂબ જ સહન કરવું પડ્યું. તે છાનું છાનું રડી રહી. એનું લગ્ન પતી ગયું.

સૌ સારું જેનું છેવટ સારું. મૂંઝવણનો મહાસાગર પસાર કરી તેણે જે સાથીદાર મેળવ્યો, તેનાથી તેને સંપૂર્ણ સંતોષ થયો. તે સુંદર, મધુર ને માયાળુ હતો. એને લીલીએ પહેલાં કદી યે જોયો

નહોતો. છતાં તેણે થોડા જ કલાકમાં તેને પોતાના અંતરનો અણી લીધો ને પોતાના દુઃખની તમામ કથા તેને વિગતવાર કહી. એની મા કે બેનો પેઠે એણે લીલીની વાત હસી કાઢી નહિ, પરંતુ એને બનતું સાંત્વન આપ્યું. પોતાના દુઃખવિષાદનો એણે સંપૂર્ણ બદલો વાળી આપ્યો એવું લીલીને કબૂલ પણ કરવું પડયું. આવા પતિ જેવું રત્ન મેળવવા અંગ્રેજી શાળા, અર્વાચીન લૂગડાં ને પાશ્ચિમાત્ય રહેણીકરણીને તિલાંજલિ આપવી પડે તો ય શું? લીલીને એ કાંઈ જ વિસાતમાં ન લાગ્યાં.

લગ્નની પૂર્ણાહુતિ પછી વરકન્યા વિદાય કરવાની તૈયારી થઇ. વરકન્યામાંથી કોઇનો ય વાંધો ન હોવાથી લીલીની બહેન કલાએ તેને અર્વાચીન ઘાટીએ શણગારી. મોતીની માળા, મોતીનાં એરીંગ ને હીરાની પહોંચીઓ અત્યારનાં એનાં ખાસ આભૂષણો હતાં. એણે ઓઢેલી સાડી પણ મૂલ્યવાન હતી. ધૂપછાંય રંગ પર માત્ર કસબી કિનાર જ હતી. પુષ્કળ બુટ્ટા ભરી એને બગાડી મૂકવામાં આવી નહોતી. વસ્ત્રાભૂષણ પહેરી સજ્જ થતાં જ તે અંદર દોડી. એના સાચા સૌંદર્યનાં ઈંદુને દર્શન કરાવવાનું તેને મન હતું. પેલી બનારસી સાડી ને સોનાના લચકા પહેરી તે ચોરીમાં બેઠી હતી, એ દ્રશ્ય તેનાથી ભૂલાયું નહોતું. પોતાનામાં સંપૂર્ણ રૂપાભિજ્ઞતા ને કલાત્મક દ્રષ્ટિ છે, એ પૂરવાર કરવા તે ખૂબ જ આતુર હતી.

ઈંદુ એનાથી અંજાયો પણ ખરો. "મારા મનની વાત હું ઉચ્ચારી જ શકતો નથી " તે બોલી ઊઠયો, " તું કેવી સરસ લાગે છે. પાતાલમાંથી કોઇ નાગકન્યાએ પોતાનું મહાસાગરનું મહાલય છોડી મને દર્શન દેવા કૃપા કરી છે! તારાં મોતી સમુદ્રશીકરો જેવાં શોભે છે. તારાં વસ્ત્રો–શબ્દોથી તેમનું વર્ણન કરવું જ મુશ્કેલ છે."

લીલીના વદન પર આ શબ્દોથી શરમના શેરડા પડયા. પરંતુ એને ત્યાંથી જલદી બહાર છટકી જવું પડયું.

"જો બેન ?" વિદાયગીરી વખતે એની માતાએ શિખામણના બે બોલ કહ્યા, "ગાડીમાંથી ઊતરે કે તુરત પેટીમાંથી બધા દાગીના પહેરી લેજે. નહિ તો તારાં સાસરિયાં તારો દમ કાઢી નાંખશે" પરંતુ લીલીનું એ તરફ ઝાઝું ધ્યાન હતું જ નહિ.

એ ગાડીમાં બેઠી કે મહિલામંડળમાં આંસુ ઉભરાયાં. લીલીને એની કાંઇ ગમ પડી નહિ. હિંદુકન્યાનાં કિસ્મત કેવાં કપરાં હોય છે તેનો લીલીને આછેરો પણ ખ્યાલ નહોતો, એટલે તે બિલકુલ રડી નહિ. આ પ્રસંગે આંસુ સારવાનું શું પ્રયોજન? એને કશી ખબર જ નહોતી. પરમપ્રિય ઇંદુ તેની સાથે જ હતો, પછી વિષાદને સ્થાન હોઇજ કેમ શકે?

ગાડીમાં બેઠે બેઠે લીલીએ ઇંદુનાં વચનો જ સાંભળ્યાં કર્યાં, એથી એ સંપૂર્ણ વિચારનિમગ્ન બની ગઇ. ઇંદુએ એનું સુધારક જીવન છેક જ વિસરાવી દીધું હતું. પાકાં પાન ખરી પડે તેવી રીતે એ વિચારો ખરી પડયા હતા. છેલ્લા થોડા દિવસો જ એનું સંપૂર્ણ અસ્તિત્વ બની ગયું હતું.

સેન્ટ્રલ સ્ટેશનથી ટ્રેન ઉપડી. મીલો, તળાવો, ખાડી, ઉપવન શૃંગારિત મકાનો ને ખેતરો વગેરે એક પછી એક પસાર થવા લાગ્યાં. પરંતુ લીલીનું એ તરફ ધ્યાન જ નહોતું. ધીરે ધીરે માનુષી સંસ્કૃતિ ઉપર નિસર્ગશક્તિએ વિજય મેળવવા માંડયો. મીલો ને મકાનો ઓછાં થતાં ગયાં. વિશાળ ક્ષેત્રો ને ખજૂરીનાં વન નજરે ચડવા લાગ્યાં. લીલીએ આવા દેખાવો કદીએ જોયા નહોતા. વિશાળ દુકાનો ને ટ્રામના પાટા વચ્ચે આવેલું વિશાળ મેદાન એ એક જ ખેતર એણે જોયું હતું. વિકટોરિયા બાગ એને મન બાગ હતો. સામાન્ય મનોદશામાં લીલી સૌંદર્યદર્શનમાં જ લીન

બની ગઈ હોત, પરંતુ અત્યારે તો એકે બાજુ નજર કરવાની પણ ફુરસદ નહોતી.

લાલ કાંકરીથી ખડકેલાં પ્લેટફોર્મોવાળાં નાનાં સ્ટેશનો નજરે ચઢવા લાગ્યાં. આવા જ એકાદ સ્ટેશને ઊતરવાનું હતું, એ તે વિસરી જ ગઈ હતી. ભરૂચ જિલ્લાના એક નાનકડા સ્ટેશને ગાડી ઊભી રહી. કોઈ એના ડબા આગળ આવી લીલીને બહાર કાઢવા મથ્યું. લીલી બેઠક પરથી ઊભી થઇ નીચે ઉતરવા ગઈ. પરંતુ પ્લેટફોર્મ પર પગ મૂકતાં તેને ત્રણેક ફુટનો ભૂસકો મારવાનો હતો, એ જોતાં જ તે થંભી ગઇ. સેન્ટ્રલ સ્ટેશન જેવું સીધું ચાલી જવાનું ત્યાં નહોતું.

"કેમ? શું કરે છે?" કોઇએ બૂમ પાડી "ગાડી ઊપડી જશે. ઊતરી પડ." ડબ્બાનાં બન્ને બાજુનાં બારણાં ઉઘાડી ઉતારૂઓ ઝપાટાબંધ કૂદી પડવા લાગ્યા. બારીબારણામાંથી સરસામાન ગમે તેમ ફેંકાવા લાગ્યો. લીલીની દાસી તેને મજબૂત પકડી બહાર લટકી. લીલીના માથેથી સાડીનો છેડો સરી પડયો. એના પગ પણ દાસીની કમરે વીંટાઈ ગયા. આવી વિચિત્ર દશા થવાથી બિચારી લીલી શરમથી લગભગ મૂર્છિત થઈ ગઈ. નાગકન્યા સમોવડી નવવધુનું આ સ્વાગત? પળે પળે તે બિચારીને ગબડી પડવાની ધાસ્તી હતી. એટલે દાસીને ગળે વળગી રહેવું પડયું.

જમીને પગ અડતાં જ લીલીની દાસીએ ગાડીને નવ ગજના નમસ્કાર કર્યા. "પ્રભુ તોબા આવાં સ્ટેશનથી. નવોઢાની લાજ પણ શી રીતે સચવાય?"

કન્યા જરા ઊંચી હતી. નીચે ઊતરતાં ઊતરતાં તો એનાં અંગ અકડાઇ ગયાં. એને તો નીચે કૂદી પડવાનું મન થયું હતું પણ દાસી એને એમ ચસકવા દે તેમ નહોતું.

ગાડી ઉપડયા પછી બધાં ભેગાં થયાં. સામાન બધો ભેગો કરવામાં આવ્યો. આગળ વધવાની તૈયારી થઇ. જાન આવવાની વાત

જોત જોતામાં આખા ગામમાં પ્રસરી ગઇ. લગભગ અર્ધું ગામ આખે રસ્તે ટોળે વળ્યું. શિયાળાની કડકડતી ઠંડી હતી છતાં ય ઘણાં યે ગરમ કપડાં પહેર્યાં નહોતાં. કેટલાક તો માત્ર ધોતિયું પહેરી બીજો છેડો દિલ પર વીંટાળી ઊભા હતા. કેટલાકે જૂનાં ગુલાબી ને ભૂરાં ઝભલાં પહેર્યાં હતાં. પગમાં જોડા કે ચંપલનાં તો દર્શન જ થતાં નહિ. લીલીએ આવા ઓછાં વસ્ત્રોવાળાં મનુષ્યો કદી એ જોયાં નહોતાં.

નવોઢા ઉઘાડે મોઢે ફરી શકે નહિ. દાસીએ આંચકો મારી સાડીનો છેડો લીલીના મોં પર ખેંચ્યો. એથી એનાં એરીંગ ને મુક્તા-માલા છેક જ ઢંકાઈ ગયાં. સાડીને ખોસેલી પીનો બહાર નીકળી આવી રસ્તા પર વેરાઈ. એ રેશમી પડદો વીંધી લીલી ભાગ્યે જ કાંઇ જોઈ શકતી. છતાં ય હજારો આંખો એને નિરખી રહી હોય એવું તેને લાગ્યા વિના રહ્યું નહિ. કેટલાંક નાનકડાં છોકરાં તો નવોઢાની છેક નજીક ધસી આવ્યાં. સભ્યતાની પરવા કર્યા વિના ખૂબ જ ઝીણવટથી કન્યાની ઝડતી લેવા માડયાં. ‘ જુઓ જુઓ’ એકાએક બે ત્રણ જણ તાલી પાડી બોલી ઉઠયાં, “ આ છોકરીએ તો જોડા પહેર્યા છે જોડા.” આખું ય ટોળું આ નવી વાતથી ખડખડાટ હસી પડયું. લીલીને તો એ છોકરાને બે ચાર લગાવી દેવાનું મન થઈ ગયું પણ શું કરે? અત્યારે તે નવોઢા હતી. બીજી જ પળે એની માતાની સૂચના એને યાદ આવી. ગામડામાં સ્ત્રીએ કદી જોડા પહેરવા ન જોઈએ.

પરંતુ જાહેર રસ્તા પર સારા ઘરની સ્ત્રી ઉઘાડે પગે ચાલી શકે એ લીલી માની જ શકે એમ નહોતું. “ઓ મા!” તેણે તેની માતાનો વિરોધ કર્યો હતો. “આ તમે શું કહો છો? પ્લેટફોર્મ પર હું ઉઘાડે પગે કેવી રીતે ઉતરી શકીશ?”

ખૂબ વાદવિવાદ પછી એવું નક્કી થયું હતું કે લીલી સ્ટેશન પર

ઉતરતાં જ જોડા કાઢી નાંખશે. પરંતુ સુંદર સ્વપ્નમાં તલ્લીન બની જતાં લીલી બધું જ ભૂલી થઇ; પરિણામે ક્રોધ ને વેદનાથી લીલીના નયનમાં આંસુ ઉભરાયાં. એની ડમણી ચાલી કે તેણે જોડા ઉતારી નાંખ્યા ને માર્ગમાં જ દૂર ફેંકી દીધા.

વરના કુટુંબની સ્ત્રીઓ એમનું સ્વાગત કરવા તૈયાર ઊભી હતી. ગામડાની બીજી સ્ત્રીઓ પણ ત્યાં ટોળે વળી હતી. ઇંદુની એક ભાભીએ મુંબાઈની હવા ખાધી હતી. ત્યાંની શાળામાં તે ભણેલી પણ ખરી. ગામડામાં એનાં વેણનું વજુદ લેખાતું, એટલે એ સૌની મોખરે ઊભી હતી.

ડમણી ઊભી રહી કે લીલીની સાસુ આગળ આવી. વરકન્યાને પોંખી લેવાની તૈયારી થઇ. ટોળામાં બોલાબોલ થઇ રહી. "તમને ગામડાનાં લોકોને મોઢે તાળું જ નહિ." નિરંજનાનો વિરોધ ઉઠાવતો સૂર સંભળાયો: "તારાની બાને મારી પાસે તો આવવા દો. એના મોં પર ડામ જ દેવો જોઇએ. જૂઠું બોલતાં એને આંચકો જ આવતો નથી. કહેતી'તી ને કે આપણી કન્યા જમાદારની પેઠે જોડા પહેરી આવી છે. જુઓ, એની મેંદી રંગેલી પાનીઓ કેવી દીપી રહી છે?"

લીલીએ પ્રભુનો આભાર માન્યો. એના જોડા જોઇ પેલાં છોકરાં ચોંકી ઊઠયાં. એ અકસ્માતમાં એને પ્રભુની દયા પરખાઈ. બાકી એને જોડા ઉતારવાનું યાદ પણ ન રહેત.

કન્યા બાજઠ પર ઊભી રહી કે લોકોની જીભ ચાલી. "છોડીને એ જોડ સાંકળાં પણ ના મળ્યાં?" ઇંદુની કાકી માથું ધુણાવી ગાજી ઊઠયાં :

"ને આ શું?" બીજી કાકી ગાલ પર આંગળી મૂકી વિષાદભર્યાં બોલ્યાં, "કેટલું અપશુકનિયાળ! કન્યાએ આવું કાળું કાળું શું વીટયું છે?"

નિરંજનાને હવે કન્યાની કુમકે આવવાની જરૂર જણાઈ. "આને કોણ કાળું કહે છે? ધૂપછાંય રંગ છે ધૂપછાંય. લગ્નવસ્ત્રોમાં આવી સાડી પહેરવાની તો મુંબાઈમાં ફેશન ગણાય છે."

લીલી સાથે આવેલી દાસીએ બધાંની ભૂલ સુધારી. "પણ બેન!" તે બોલી ઊઠી, "આ લગ્નની સાડી ન હોય. એ સાડી તો પેટીમાં મૂકી દીધી છે. આ તો વિદાયવેળા પહેરવા ખાસ આણવામાં આવેલી ને તેથી જ મોટી બેને એ પહેરાવી છે."

"રામ રામ. આ તે કોના ઘરની રીત?" એક બે સ્ત્રીઓ એક સામટી બોલી ઊઠી.

"હજી ત્રણ દિવસ તો થયા નથી," એકે વાંધો ઉઠાવવાની શરૂઆત કરી, ત્યાં સાસુજીએ હાકલ કરી, "પણ ઘરેણાં ક્યાં ગયાં, ઘરેણાં? આ કાચના કકડાથી બધું પતી ગયું?"

નિરંજના પણ આ ધડાકાથી સહેજ ડઘાઇ ગઇ પરંતુ તેણે છેક દમ ન ખાધો. "પણ કાકીજી!" તે હિંમતથી કન્યાની વહારે ચઢી, "કન્યાના મોઢા આગળ આ બધી રામાયણ શી? જરા જુઓ તો ખરાં! તમને કેવી ફુટડી કન્યા મળી છે? તમારાં ઘરેણાં ક્યાંય નાસી જવાનાં નથી. કદાચ ધમાલમાં તે પહેરવા વિસરી ગયાં હશે. મુંબાઈમાં મોં માંગ્યું બધું જ હાજરાહજૂર નથી થતું!"

પરંતુ એ વૃદ્ધા એમ ખાલી શબ્દોથી સંતોષાય તેમ નહોતું. "એમ ઉડાવવાની વાત ન કર. આવા ગામડામાં પણ જોઇતી ચીજ મળે છે. મુંબઇ જેવી શ્રીમંત નગરીમાં મોં માગી ચીજ ન મળે એવું બને ખરું. કન્યા ફુટડી છે તેમાં મારે શું? તું તારે એની સામે બેસી પૂજા કર્યા કરજે."

શિયાળો હોવા છતાં લીલીને કપાળ પરથી પ્રસ્વેદ બિંદુ ટપકતાં લાગ્યાં. આ જંગલી સ્ત્રીઓથી એ બિચારી ત્રાસી જ ગઇ હતી. એમને સંતોષ ન વળે તો એકાદ બે લગાવી પણ દે.

"ઓ બાપ! આ વહુ શું બબડે છે?" કેટલાંક બૈરાં એમને એમ બોલી ઊઠયાં.

લીલીની દાસીથી ન રહેવાયું: "હવે ભગવાનની ખાતર છાનાં રહેશો?" તે બને તેટલો મોટો ઘાંટો કાઢી બોલી, "પેટીમાં બધાં ય ઘરેણાં છે. કોઇ ઉઠાવી ગયું નથી."

ઈન્દુની નાની કાકીએ કપાળ કૂટયું. "કળિયુગ આવ્યો બાઈ!" તે બોલી, "નવોઢાના અંગ પરથી ઘરેણાં ઉતારાય? આ તો હદ થઈ."

પરંતુ નાની પ્રમદાઓ હવે એની કૂંચીઓ શોધવામાં પડી. પેટી ઉઘાડી જાતે તપાસ કરવાની તેમની દાનત હતી.

પહેલી લૂગડાંની પેટી ઉઘાડવામાં આવી. ઇંદુની નાની બેન ચારુએ પેટીનું બારણું ઊંચકયું. અંદર નજર કરતાં જ તે ખડખડાટ હસી પડી. બધાં ય કુતૂહલથી એ તરફ દોડ્યાં. "જુઓ, જુઓ, પેટીમાં તો ચોપડાં ભર્યાં છે. વહુરાણી તો ઑફિસે જતાં જણાય છે."

"બહુ થયું હવે," નિરંજનાએ ચારુને દબાવી, "બધાં ય અક્કલ વગરના ભેગાં થયાં છો, કન્યા કાંઈ તમારા જેવી મૂર્ખી નથી. એને તો લખતાંવાંચતાં બધું ય આવડે છે. એ ચોપડીઓ કદાચ એને લગ્નભેટ તરીકે જ મળી હશે."

"પરંતુ આ તો અંગ્રેજી ચોપડીઓ છે." ચારુએ પોતાનો બચાવ કરતાં કહ્યું.

ઇંદુનો પાંચેક વર્ષની વયનો નાનો ભાઈ નાનુ અત્યાર સુધી શાંતિથી કન્યાનું નિરીક્ષણ કરી રહ્યો હતો. ચોમેરના વિવાદો પણ સાંભળે રાખતો, પરંતુ એને કાંઈક વાતની ખાતરી ન થઈ હોય તેમ જણાતું હતું. ચારુ ચોપડીઓના ઢગલા નીચેથી ઘરેણાંની પેટી કાઢવા પ્રયત્ન કરતી હતી, તેની પાસે જઈ તે બોલ્યો "બેન! બેન! વહુ બૈરું છે કે મડમ?"

ચારુ જવાબ આપે તે પહેલાં નાનુનો મિત્ર રાજુ વચ્ચે જ બોલી ઊઠયો, "કહ્યું તો ખરું કે એ બૈરું જ છે પણ એ માનતો નથી. નહિ તો આમ ઘૂમટો તાણે? મડમો તો ટોપી પહેરે ટોપી!"

નિરંજનાથી હસી પડાયું: "જોયું? કેવો છે? એ ય ચક્કર! મડમો બૈરાં નહિ?"

"તો આ વહુરાણીએ પુરુષોની પેઠે સાડી આગળ કેમ આણી છે?" નાનુએ પૂછયું.

"પણ ચણિયો પહેર્યો છે તે." રાજુએ ડહાપણ ડોળ્યું.

ચારુ આગળ આવતાં નિરુ સાથે અથડાઈ પડી, એણે બાળકોને હાંકી કાઢયાં. એ બિચારાં પોતાની ગૂંચવણ ઉકેલ્યા વિના જ વિદાય થયાં.

એક દાસીને નિરુની વાત ધ્યાનમાં ઊતરી નહોતી: "એમ હસ્યાં કેમ, બેન! છોકરાં શું ખોટું કહેતાં હતાં? તેણે ચણિયા ઉપર જ સાડી પહેરી છે ને! એ બિચારાંને શી ખબર કે શહેરમાં બધાં આમ પહેરતાં હશે? આ તરફ તો નાયકા જ આવો વેશ કાઢે."

એક અંત્યજ મહિલા આ બધું સાંભળતી દૂર ઊભી હતી. તે હવે પોતાનો પુરાવો આપવા આગળ આવી. "સાંભળો બેન!" તેણે પોતાની વાત રજૂ કરી, "આપણો માધુ કહેતો હતો કે મુંબઇમાં તો બૈરાં ચંપલ ને જોડા પણ પહેરે છે ને મરદોની પેઠે ઑફિસે પણ જાય છે; ને સાબુ વગર તો કદી નાહતાં પણ નથી."

"એમ કે?" આશ્ચર્ય પામી હોય એમ નિરંજના બોલી.

"કહો એના સોગંદ, હું સાચું જ કહું છું હો બેન!" પ્રસંગાનુકૂળ ગંભીરતા ધારણ કરી તે બોલી.

લીલી આ બધા આશ્ચર્યોદ્દગારો સાંભળી રહી હતી. એનાં કલ્પનાચિત્રો ને સુખદ સ્વપ્નો ઝપાટાબંધ ઓસરી જતાં હતાં. એનું હૈયું ભય ને વિસ્મયની વચ્ચે ઝોલાં ખાઇ રહ્યું હતું. આ બધા લોકો જાણે ન્યાયાધીશો હતા ને પોતે પાંજરામાં ઊભેલી તહોમતદાર હતી એમ તેને લાગ્યું. એ બધાં પોતાના સાસરિયાં ન હોત તો એણે એમને ક્યારનાં ય હસી કાઢયાં હોત, પરંતુ અત્યારે હાસ્યવિનોદને સ્થાન નહોતું.

એનો ભય ઓછો થાય ને એ જરા નિરાંતે બેસી શકે તો તે પોતાનાં જ્ઞાન અને સંસ્કૃતિને તિલાંજલિ આપી આ સ્ત્રીઓ જેવી મૂર્ખ અને અભણ બનવા તૈયાર હતી.

જેમ તેમ દિવસ પૂરો થયો. રાત્રીના એકાંતમાં ઈંદુની ગોદમાં આંસુ સારી તેણે હૃદયનો ભાર હળવો કર્યો. એનાં ધ્રૂસકાં ને બબડાટ દ્વારા ઈંદુ એટલું જ સમજી શકયો કે તે ત્યાં રહેવા ખુશી નહોતી.

એને પંપાળી સાંત્વન આપવા ઈંદુએ ગજા પ્રમાણે પ્રયત્ન કર્યો, "આ તો છોકરવાદ કહેવાય. આ લોકો અભણ છે. એમનાં વચનો પર તારે ધ્યાન પણ ન આપવું જોઈએ. થોડા દિવસમાં તું એ લોકો સાથે હળી મળી જઈશ પછી એમને તારે માર્ગે વાળવા પ્રયત્ન કરજે. પિયર જવાની શી જરૂર ?"

લગ્ન પહેલાં લીલી મેટ્રિકની પરીક્ષા માટે તૈયારી કરતી હતી એટલે તે પોતાની તમામ ચોપડીઓ સાથે લેતી આવી હતી. પરંતુ આ લોકો વચ્ચે ચોપડીને સ્પર્શવાની પણ તે હિંમત કરી શકતી નહિ, પરંતુ ઈંદુ મક્કમ હતો. લીલીએ અભ્યાસ ચાલુ રાખી પરીક્ષામાં બેસવું જ એવો તેનો મત હતો.

બિચારી લીલી! એ તો ખરેખર ગૂંચવાઈ જતી. જેવી તે પુસ્તક લઇ બેસે કે કોઇનું કોઈ વહુને જોવા આવ્યું જ હોય. બિચારીને એકદમ પુસ્તક સંતાડી દેવું પડતું, તેમજ ઘૂમટો ખેંચી આંખો બંધ કરવી પડતી. તે ગમે તેટલી સાવધ રહેતી છતાં ય એ લોકો તેને પકડી પાડયા સિવાય રહેતાં નહિ.

નવી વહુને તો અંગ્રેજી લખતાંવાંચતાં પણ આવડે છે, એ નવી નવાઈની વાત આખા ગામમાં પ્રસરી ગઈ.

જ્યારે લીલી પિયર પાછી વળી ત્યારે તે શાળામાં જતી ભલીભોળી બાલિકા નહોતી. ગામડાના સમાજ ને રીતરિવાજથી અજાણ નહોતી. સાસરેથી તે ઘણું શીખી લાવી હતી. કોને મળાય ને કોને ન મળાય તે એ સારી રીતે સમજતી થઈ ચૂકી હતી. પતિના મોટા ભાઈ કે મામાની નજરે પડવામાં પણ પાપ ગણાતું, એ વાત તેના દિલમાં ખૂબ જ ઠસી ગઈ હતી; પછી સ્પર્શની તો વાત જ કયાં કરવાની રહી? તે મુંબાઈ આવી ત્યારે આ બધી વાતો દેશી હિસાબના ઘડિયાની પેઠે એને મોંએ ચડી ગઇ હતી.

હવે એક વર્ષ સુધી તેને પિયર રહેવાનું હતું, તે પહેલાં સાસરે જવાનું નહોતું. ઇંદુ એ આગળ ભણે તેવું ઇચ્છતો. એના પિતાએ પણ વાંધો લીધો નહિ એટલે લીલીએ ફરી પોતાનાં પુસ્તકો સંભાળ્યાં ને શાળામાં જૂની થઈ ગઈ.

**લીલીની** શાળામાં વાર્ષિક ઈનામનો મેળાવડો હતો. લીલી ધારેલા નંબરે આવી શકી નહોતી, છતાં ય એને કેટલાંક ઈનામો મળવાનાં હતાં. પરંતુ તે પ્રસંગે ખાસ યોજાએલા કેટલાક નાટયપ્રયોગોમાંથી એક અંગ્રેજી સંવાદમાં એને મુખ્ય પાત્રની

ભૂમિકા ભજવવાની હતી. લીલીનું અંગ્રેજી સુંદર હોવાથી પસંદગી એકલી એના પર જ ઊતરી હતી. બહુ સારો મેળાવડો થવાની આશા હોવાથી શિક્ષકોએ ખૂબ જ પરિશ્રમ લઈ ભારે તૈયારીઓ કરી હતી.

નાટયપ્રયોગોમાં ભાગ લેનાર છોકરીઓને બીજી વિદ્યાર્થિનીઓ કરતાં શાળામાં ઘણી વહેલી બોલાવવામાં આવી હતી. લીલી વહેલી જવા તૈયાર થઇ. પરિણીત બાલા કુંકુમ ચંદ્રક વિના બહાર નીકળી શકે નહિ એમ તે સારી રીતે જાણતી; પરંતુ આજે એને અંગ્રેજી–પ્રવેશમાં સુરસાગરની સુંદરી બનવાનું હતું એટલે ગામડાની પૂત્રવધૂ પેઠે તે કુંકુમચંદ્રક ને સિંદૂરરેખા શી રીતે કરી શકે? ગામડાનો અનુભવ હવે વિસારે પડવા માંડયો હતો એટલે આજે તેણે માથું ઓળી પોતાના કેશકલાપને સ્વચ્છ બનાવ્યો હતો. ઘેરાં વાદળ પેઠે તે આમ તેમ ઘૂમતો–પણ એની માતાનું મન માનતું નહોતું. "તારી પાંથીમાં કંકુ છાંટું, બેટા? બહુ જ ઓછું, કોઈને ખબર પણ ન પડે તેવું."

"ના, બા." લીલીએ વાંધો ઉઠાવ્યો. "શિક્ષકો મારો દમ કાઢી નાંખે."

ગાડી તૈયાર હતી. લીલી દાદર ઊતરવા જતી હતી ત્યાં એની મોટી બેન દોડતી સામી આવી. "જરા ઊભાં રહો મડમજી! તમારાં સાસરિયાં પધાર્યાં છે. આપનાથી નીચે નહિ જવાય."

"પણ મારે મોડું થાય છે તે!" લીલી ગાજી ઊઠી, "મોડી પડું તો બધો ગોટાળો થઈ જાય."

"તું જતી રહે તો આ લોકો શું કહે?" તેની બેન રોષથી ધૂંધવાતી બોલી, "તારાં સાસરિયાં જાણે કે તું નાચવા ગઈ છે તો અમારી શી વલે? સાસરિયાંની બધી જ શિખામણ એટલી

વારમાં ભૂલી ગઈ? મેં પહેલેથી કહ્યું હતું કે તું આમાં ભાગ ન લઇશ, પણ મારું માને કોણ?”

લીલી નિરાશાથી દાદરમાં જ બેસી ગઇ. કોણ આવ્યું હતું એ જાણવાની પણ એને પરવા નહોતી. ચિડાયેલા શિક્ષકના વિચારોમાં જ તે અટવાઇ ગઈ. બેનપણીઓ એને શું કહેશે એ ખ્યાલે જ મૂઢ બની ગઇ. આવો પ્રસંગ નિષ્ફળ જશે ને દોષનો ટોપલો પોતાને માથે આવશે! બિચારી લીલી! રુદન કર્યા સિવાય એનો આરો નહોતો.

તે દાદર પર બેડી બેડી રડી પડી. એનાં કુટુંબીઓ એનાં સાસરિયાંની સ્વાગતામાં આમતેમ ઘૂમી રહ્યાં. નોકર પાણીનો લોટો ને રુમાલ લઈ અંદર ગયો. દાસી સાદડી લઈ દોડી. રસોઈઓ નાસ્તાની ધમાલમાં પડયો. લીલીની માતા પણ સાડી બદલી મહેમાનોની સેવામાં હાજર થઈ ગઈ. લીલીની નિરાશાનો પાર નહોતો. કોણ આવ્યું હતું, તેની તપાસ કરવા પણ તેનું દિલ ચાલ્યું નહિ. ખરું જોતાં તેઓ એના જ મહેમાનો ગણાય—છતાં ય તેને એમનામાં ખાસ રસ રહ્યો નહિ.

બે ત્રણ કલાક પછી મહેમાનો વિદાય થયા, એટલામાં તો લીલી ભયથી અધમૂઇ બની ગઇ હતી, શિક્ષક એનો દમ કાઢી નાંખશે! એણે કોઇને એક શબ્દ પણ કહ્યો નહિ. ભાડૂતી ગાડી મંગાવી તે નિશાળે દોડી. ઘરની ગાડીમાં મહેમાનો ગયેલા હોવાથી તેનો પત્તો ખાધો નહિ.

શાળાના મકાનની આગળના મેદાનમાં એક વિશાળ રાતો તંબુ ઊભો કરવામાં આવ્યો હતો. દરવાજે ને દીવાલે વાવટા ને આસોપાલવનાં તોરણો ખડકવામાં આવ્યાં હતાં. આખો રસ્તો ગાડીઓ ને મોટરોથી ચિક્કાર ભરાઈ ગયો હતો. કોલાહલનો પાર નહોતો. એક બે સ્ત્રીઓ ને કેટલીક છોકરીઓ બહાર આવી

આતુરતાથી રાજમાર્ગ તરફ જોઈ રહી હતી. રસ્તાની ધમાલની પણ તેમને પડી નહોતી. લીલી ઊતરી કે એ લોકોનું ધ્યાન ખેંચાયું. અત્યારે ચિડાવાને પ્રસંગ નહોતો, તેમ બહુ વાત કરવાની પણ ફુરસદ નહોતી. લીલીને લઈ બધાં એકદમ અંદર ઘૂસ્યાં.

તરત જ નાટયપ્રયોગો શરૂ થયા. માનવંતા મહેમાનો માટે ઊંચો તખ્તો બનાવી મખમલનાં મૂલ્યવાન આસનો ઢાળવામાં આવ્યાં હતાં. ગવર્નરનાં પત્ની ઈનામો વહેંચવાનાં હતાં, બે નાનકડી બાલાઓ તેમની પાસે ગઇ. એકે હાર પહેરાવ્યો, બીજીએ ગજરો આપ્યો. તેણે હસીને આભાર માન્યો.

પહેલા થોડાક પ્રવેશો સંતોષકારક રીતે ભજવાયા. હવે લીલીના પ્રવેશની શરૂઆત થઇ.

હાર્મોનિયમ માસ્તરે સૂર આપ્યો. સુંદર પોશાકમાં થોડી બાલિકાઓ આગળ વધી તખ્તાની મધ્યમાં જઈ ઊભી રહી. હજી કોઇ આવવાનું બાકી હતું. હાર્મોનિયમનો સૂર ગાજી રહ્યો હતો. ધીમે ધીમે એક જ્વલંત આકૃતિ તખ્તા પર નજરે પડી. એના મસ્તક પર મૂલ્યવાન મૂગટ પ્રકાશી રહ્યો હતો. ભૂરો પોષાક સિંધુતરંગોની ઝાંખી કરાવતો હતો. વાહવાહ આબેહૂબ સુરસાગરની સુંદરી !

પ્રેક્ષકોએ તાલીના ગડગડાટથી એનું સ્વાગત કર્યું. પણ આ શું !!! એકાએક તે ભયગ્રસ્ત હરિણી શી કેમ ચમકી ?

પ્રેક્ષકો તરફ નજર કરતાં જ એનું હસતું વદન એકાએક ફિકકું પડી ગયું. એક પલકમાં જ તે અંદર અદશ્ય થઇ ગઇ. એને મૂર્છા આવી કે શું થયું તે કોઇ સમજી શકયું નહિ. આખા સંમેલનમાં કોલાહલ મચી રહ્યો—હાર્મોનિયમ શિક્ષકના રોષનો પાર નહોતો. બે ત્રણ છોકરીઓ લીલી પાસે દોડી ગઈ. એને સ્વસ્થ કરવામાં ગૂંથાઇ, પરંતુ તે ઊઠી જ શકી નહિ. એણે બંને હાથે પોતાનું મોં ઢાંકી દીધું. એની શિક્ષિકા આગળ આવી, "ચાલ,

ચાલ, લીલી! બધો મેળાવડો ધૂળ મળી જશે." પરંતુ લીલી જરા ય ચમકી નહિ. ઘણા લોકો ઊભા થઈ ગયા. પડદા પાછળ શું થતું હતું તે જાણવા બધા જ આતૂર બની રહ્યા. સ્ત્રીઓ લીલીને વીંટળાઈ વળી.

ગુલાબજળ, દૂધ, બરફ વગેરે અનેક ચીજો ત્યાં હાજર કરવામાં આવી, પરંતુ લીલીએ ઊંચું જોયું જ નહિ. પછી એની બેનપણીઓએ એને અંદર ઊંચકી જવા પ્રયત્ન કર્યો, પરંતુ તે ત્યાંથી હઠી નહિ. એનો ભેદ કોઇ કળી શક્યું નહિ.

ગવર્નરનાં પત્ની પોતાનો મૂલ્યવાન સમય વધારે ગુમાવી શકે તેમ નહોતાં. લીલી પ્રત્યે દિલસોજી દાખવી પ્રસંગ પૂરો કરવા તેમણે સૂચના કરી. પ્રેક્ષકોએ પોતાની જગાઓ લીધી.

જેમ તેમ આખો ય પ્રસંગ આટોપી લેવાયો. ઈનામો વહેંચાયાં. મહેમાનો વિખરાયા. પુરુષો સીધા વિદાય થયા. સ્ત્રીઓ ચર્ચા કરતી ઘેર પહોંચી. થોડાંક લીલી પાસે જઇ દિલાસો આપવા લાગ્યાં.

"મને ઘેર મોકલો!" છેવટે લીલી બોલી, પરંતુ તે વિશેષ કાંઇ જ બોલી શકી નહિ. તેને ઘેર મોકલવામાં આવી. ઘેર પહોંચતાં જ તે રડી પડી, "હવે હું શાળામાં નહિ જાઉં!" તેનું કુટુંબ આશ્ચર્યથી જોઇ રહ્યું.

છેવટે ખૂલાસો મળ્યો. પ્રેક્ષકોમાં લીલીની નજર પ્રથમ જ ઈંદુના મામા રિટાયર્ડ ડેપ્યુટી રાયચંદભાઇ પર પડી. એમની નજરે પડવું એ લીલીને મન મહા પાપ હતું. વળી એમની પડખે એમનો પુત્ર હતો. એ પણ ઈંદુથી મોટો હતો. એની નજરે પણ લીલી કેમ પડી શકે? લીલીને ઘેર આવેલા માનવંતા મહેમાનો લીલી પહેલાં શાળામાં જઇ ચડયા હતા.

ત્યાર પછી લીલી કદીએ શાળામાં ગઇ નહિ. સુધરેલીના શિક્ષણનો અંત આવી ગયો.

# કલ્પના ને સત્ય

સ્ત્રી જ જગતતોફાનનું મૂળ છે. શિશિરને અજાણપણે એ તોફાનમાં ઉતારનાર પણ એક સ્ત્રી જ હતી. એનું નામ પાર્વતી. એ કોઈ કુલીન કુટુંબની કન્યા નહોતી; પણ એની દાસી હતી. વર્ણે તે કાળી હતી, અને આકૃતિએ સીસમની ગદા જેવી હતી.

શિશિર સાહિત્યરસિક હતો. લેખનકાર્યથી કદી પણ કંટાળતો નહિ. કુંવારો હોઈ તે એના ભાઈ સાથે રહેતો, પણ ભાઈ સીનેમા વ્યસનમાં પડેલો, એટલે એનો પગ ઘરમાં ટકતો નહિ. આનું પરિણામ એ પણ આવ્યું કે આ કારણે શિશિરની સાહિત્ય-પ્રવૃત્તિમાં કોઈનો ય અંતરાય નડતો નહિ. ઘરમાં સ્ત્રીવર્ગમાં એક માત્ર એની વૃદ્ધ મા હતી. એ પણ વાથી પીડાતી હતી. પુત્રના ખંડમાં ડોકિયું કરવા ય તે સમર્થ નહોતી. શિશિરને એક બેન હતી પરંતુ તે તો પરણીને સાસરે સિધાવી હતી.

આજે શિશિરે એક સુંદર કવિતા બનાવી, તેમાં એને આખી રાતનો ઉજાગરો પડ્યો હતો. આંખમાં ઊંઘ ભરાવાથી લખાણનો કાગળ ટેબલ પર એમનો એમ મૂકી તે ઊંઘી ગયો. સવારે દાતણપાણી

માટે નીચે ગયો ત્યારે દાસી એનો ખંડ વાળવા આવી. આખો ય ખંડ સાફ કરી એણે કચરો ખૂણામાં એકઠો કર્યો. પછી કચરો ભરવા એ કંઇક કાગળ શોધવા લાગી.

ટેબલ નીચેથી એક મોટો કાગળ તેને હાથ લાગ્યો, જેમાં આડાઅવળા લીટા હતા. પાર્વતીને કોઇનો એ જૂનો નકામો કાગળ લાગ્યો. કચરો ભરી એણે તે કાગળ કચરાપેટીમાં પધરાવ્યો. એટલામાં વૃદ્ધાએ એને પૈસા આપ્યા ને તે ખરીદી માટે બજારે ગઈ.

શિશિર ચાપાણી ને સ્નાનાદિથી પરવારી ઉપર આવ્યો. એ જાતે જ ચા બનાવતો. એની ચા બનાવે એવું બીજું હતું પણ કોણ? દાસીની સામે નજર કરતાં જ એની ભૂખ મરી જતી. એની માતા વૃદ્ધ ને માંદી હતી. એનાથી ઝાઝું કામ બનતું નહિ. એના પુત્રો જમવા બેસતા ત્યારે માત્ર તે રસોડામાં આવી બેસતી ને ઘટતી સૂચના આપતી. ઘણીયે વાર તે એમનાં લગ્નની વાત છેડતી પણ પુત્રો માતાનું સાંભળતા જ નહિ. વેપારીની ગુમાસ્તી કરનાર શિશિરને પોતાની કલ્પનામૂર્તિ મળવી મુશ્કેલ હતી. હેમંતના હૈયામાં તો એવું તોફાન ભર્યું હતું કે પત્નીને માટે ત્યાં સ્થાન જ નહોતું.

“ મારાથી ઘરકામ બને તેમ નથી. ” વૃદ્ધા રોષથી ગાજી ઊઠતી, “ હવે મારાં હાડકાં નથી ચાલતાં. ”

“ પણ આમ ચિડાય છે શું કામ, બા! આપણે એવું ઘરકામ છે પણ શું? હું આખો દિવસ પેઢીએ પડી રહું છું ને હેમંત તો રાત્રિ પણ સ્ટુડિયોમાં ગાળે છે, પછી ઘરની પીડા શી? છતાં ય તારાથી ન થતું હોય તો બીજી કામ કરનારી રાખ. પાર્વતીના કામમાં કચાશ આવે એવું મને તો લાગતું નથી. ”

“ હવે રાખ ” માતા બોલી નાંખતી “ દાસીથી ઘર ચાલતું હોય તો જોઇએ શું? આપણે એને પગાર નથી આપવો પડતો? ”

"એટલે બૈરી પૈસા નહિ ખરચાવતી હોય ?" શિશિરે દલીલ કરી, "એમ કહે કે તને વહુ લાવવાની રઢ લાગી છે. એને ખાવું-પીવું, પહેરવુંઓઢવું, હાલવુંમહાલવું નહિ પડે ? એમાં ખર્ચ નહિ થાય ?"

"હવે ગાંડાવેડા રહેવા દે!" તેની માતા વચમાં જ બોલી ઊઠી, "આજના છોકરાની વાત જ ન થાય. વહુ પોતાનું નસીબ લઈને નહિ આવે ? તમારો પગાર પણ નહિ વધે ?"

"શી ખબર, બા !" તેનો પુત્ર ઠંડું પાણી રેડતો, "પગાર વધે પણ ખરો ને પાણીચું પણ મળે. આ વખત કેવો ખરાબ છે ?"

એ જ પળે પાર્વતી બજારમાંથી આવી, એટલે શિશિર ઝડપથી ઊભો થઈ ગયો. પાર્વતીનું ભીનું વાન એના જ્ઞાનતંતુ પર ગજબ ગુજારતું. સ્ત્રી કદરૂપી હોય જ કેમ ?

તે ઉપર ગયો. એનો ખંડ સ્વચ્છ ને વ્યવસ્થિત હતો, પરંતુ એનું કાવ્ય ? ટેબલ પર જ મૂકીને તે નીચે ગયો હતો, તેની એને ખાતરી હતી.

તે ખંડના ખૂણેખૂણા શોધી વળ્યો. કોઈ પણ સ્થળે કાવ્યનો પત્તો ખાધો નહિ. એની ધીરજ ખૂટી ગઈ. તેણે બૂમો પાડવા માંડી. એની માતા દાદર આગળ આવી. "આમ બૂમો શું પાડે છે ? એવો તે શો વજ્રપાત થયો છે ?"

"મહેરબાની કરીને પાર્વતીને હવેથી મારા ખંડમાં મોકલીશ નહિ. એ મારા કાગળો નાંખી દે છે."

વૃદ્ધા તો આ ધડાકાથી ધ્રૂજી ઊઠી. એને પાર્વતીની બહુ બીક લાગતી. એ દાસી હતી છતાં ય ગૃહિણી જેટલો દમામ રાખતી. તે હેડંબા સ્વરૂપ હતી પણ દશ માણસનું કામ એકલે હાથે ઉપાડી લેતી. બીજી દાસીઓ હરામહાડકાપણું કરતી જ્યારે પાર્વતીના કામમાં

કદીએ તકસીર આવતી નહિ, એટલુંજ નહિ પણ બીજાએ પડતું મૂકેલું કામકાજ પણ તે પૂરું કરી નાંખતી.

"પણ એવું તે શું ખોવાઈ ગયું છે?" વૃદ્ધાએ નમ્રતાથી વિનવણી કરી. પાર્વતીને કાને આ વાત ન જાય તે માટે એણે કાળજી જણાવી.

"મારા ટેબલ પર મેં એક ખૂબ જ અગત્યનો કાગળ મૂકયો હતો." શિશિરે ખૂલાસો કર્યો "અત્યારે એનો પત્તો જ નથી."

વૃદ્ધા ધીમે ધીમે રસોડા તરફ વળી. "તેણે પાર્વતીને ધીમેથી પૂછ્યું. "છોકરાનો ખંડ સાફ કરતાં તેં કોઈ કાગળ બહાર ફેંકી દીધો છે?"

પાર્વતી શાક સમારતી હતી. છરી રોકી તે ગાજી ઊઠી, "મારે એમના કાગળો શું કામ નાખી દેવા પડે? મેં તો કચરો જ બહાર ફેંકી દીધો છે."

"ત્યારે કાગળને કાંઈ પગ આવતા હશે?" શિશિરનો મિજાજ હાથથી ગયો, "કોઈએ તે લીધેલો હોવો જોઇએ. મારે પાછો મેળવવો જ જોઇએ."

એની માતા આભી બની ગઈ. પાર્વતી છરી ફેંકી ઊભી થઈ ગઇ.

"કયાં જાય છે?" વૃદ્ધાએ પૂછ્યું.

"મારે બે જ હાથ છે," પાર્વતીએ છણકો કર્યો, "ખોવાયલા કાગળો શોધું કે શાક સમારું?" તે બહાર ચાલી ગઇ.

વૃદ્ધ માતાએ પાર્વતીને પૂરેપૂરી મોઢે ચઢાવી હતી, તેની શિશિરને ખાતરી થઇ. "એનો મિજાજ તો જુઓ જાણે એ જ ઘરમાલિક ને બીજાં એનાં દાસદાસીઓ. બાને બીજી કામ કરનારી પકડી લાવતાં શું થતું હશે?" આમ દિલમાં ધૂંધવાઈ ઉઠેલો શિશિર

વધુ કાંઇ જ બોલી શકયો નહિ. બબડતોફફડતો તે પોતાના ખંડમાં આવી બેઠો.

દશેક મિનિટમાં પાર્વતી પાછી આવી. એના હાથમાં એક પત્ર હતો. "આ તમારો કાગળ કે ?" તેણે બૂમ પાડી.

શિશિર દાદરના કઠેરે આવ્યો. કાગળ એના જેવો જ જણાયો. રંગ ને લીટીઓ આબાદ મળતી હતી. શિશિર નોટપેપર પર જ કાવ્યો લખતો. "હશે કદાચ. ઉપર લાવ."

પાર્વતી અર્ધો દાદર ચઢી, વચ્ચેના પગથિયે પેલો કાગળ મૂકી રવાના થઇ ગઈ. "અલિ, કયાં દોડી ?" શિશિરની માતાએ અધીરાઇ દાખવી, "આજે છોકરાઓને જમ્યા વિના જવું પડશે કે શું ?"

પાર્વતીએ પાછું જોયું "શું કરું ?" તેણે ઉત્તર દીધો "મારે નાહવું પડશે. આખી કચરાપેટી ઉથામી, તે હવે નાહ્યા વિના રસોડામાં જવાય ?"

"પણ શા માટે ?" વૃદ્ધા હતાશ થઇ.

"તમારા દીકરાના ટેબલ પરનો કાગળ મેં કચરો ભરવા લીધો એટલા માટે ભાઇએ ઓછું ધાંધલ મચાવ્યું ? મારે બધો જ કચરો ઉથામવો પડયો. એમનો કાગળ પાછો લાવી એમને સોંપી પણ દીધો."

"ઓ ભગવાન !" ગાલ પર હાથ મૂકી વૃદ્ધાએ પ્રભુસ્મરણ કર્યું. પાર્વતી પસાર થઇ ગઇ.

"બેટા શિશિર ! એ કાગળ ફેંકી દે" વૃદ્ધાએ પોકાર કર્યો, "પેલી મૂરખ એ રસ્તાની કચરાપેટીમાંથી ઉપાડી લાવી છે. કેટલો આભડછેટ ! અક્કલ વગરની છે. નાખી દે. જરા સ્નાન કરી નાખ."

"છટ્" શિશિરે તુચ્છકાર દાખવ્યો. તેની નજર હાથમાંના કાગળ પર જ ઠરી રહી હતી. આકાશમાંથી જાણે ચંદ્રમા પૃથ્વી પર ઉતરી આવ્યો ન હોય. એમાં એનું કાવ્ય નહોતું, છતાં એનું લખાણ અમૂલ્ય હતું.

એ કાગળ એક પત્ર હતો. તે જરા ચોળાઇ ગયો હતો. છતાં અંદરનું લખાણ સાફ ઉકલતું. એ સંપૂર્ણ પત્ર હતો. કારણવશાત્ કોઇએ ફેંકી દીધો હતો. કદાચ ભૂલથી કચરાપેટીમાં તણાઇ ગયો હશે. નોકરોને અક્કલ હોય ત્યારે ને ? એક છોકરીએ એ પત્ર પોતાની બેનપણીને લખેલો હતો.

**વહાલી લીલા,**

"લાંબા વખતથી હું તને પત્ર લખી શકી નથી. મને ફુરસદ નહોતી એવું ખોટું હું નહિ બોલું. ફુરસદ તો મને ઘણી યે છે, પરંતુ મારું દિલ નવરું નથી. દુનિયાના ડાહ્યાઓ નકામી ગણે એવા 'કંઇક'થી એ ભરપૂર છે. રાત્રિદિવસ મને મારા એ અજાણ્યા મિત્રના વિચાર આવ્યા કરે છે. મેં એને કદી જોયો નથી એમ તો હું કહી શકતી નથી. એ મારી જ પોળમાં રહે છે. એમને જતાં આવતાં મેં ઘણી યે વાર જોયેલા છે. એમના દર્શન માટે સદા ય હું તલસી રહું છું. આખો દિવસ તેમની વાટ જોતી હું બારીએ બેસી રહું છું. છતાં ય હું નથી ધારતી કે એમણે મને એક વાર પણ જોઇ હોય. એ કવિ છે. પૃથ્વી ને પૃથ્વીનાં પ્રાણી પર એમની ભાગ્યે જ નજર પડે છે. એમનું હૈયું હરઘડી કાવ્યદેવીની પ્રતીક્ષા જ કરે છે.

"એનાં દર્શને કે એનાં કાવ્યેઃ કોણે મને વધારે ઘેલી કરી છે તે હું કહી શકતી નથી. ગમે તેમ હોય પણ એમના સ્મરણે મારું હૈયું હિલોળે ચઢ્યું છે.

"પરંતુ હવે મારા દિવસો ભરાઇ ચૂક્યા છે. દૂર દૂરનો મેઘનાદ હું સાંભળું છું. મારું હૈયું ભયથી ધ્રૂજી ઉઠે છે. છતાં મારે મારા સ્ત્રીત્વને પ્રામાણિક રહેવું જ જોઈએ. હિંદુ પુત્રીઓને તેમના વડીલ વર્ગની આજ્ઞા માનતાં શિખવવામાં આવે છે, પરંતુ આવે વખતે તો નહિ જ. મારાં વડીલો મને લક્ષ્મીની વેદીમાં

બલિ તરીકે હોમવા માગે છે. એનો વિચાર આવતાં મારી દેહલતા ઘૃણાથી કંપી ઊઠે છે. હવે હું શું કરું? મને નહિ કહે? બહેની, પુરાતન વીરાંગનાઓ પેઠે હું મયદાને પડું? પણ હવે સ્ત્રીના એ સ્નેહની પુરાણા કાળ જેવી કિંમત પણ ક્યાં રહી છે?"

તારી જ

**ભગ્નહૃદયા રમા**

શિશિર જડભરત બની ગયો. કઇ અગોચર સ્વપ્નભૂમિમાંથી આવાહન અવતર્યું? આ તે સ્વપ્ન કે સત્ય? આ રમા કોણ? દમયંતી માફક આ પત્રહંસ કોણે પાઠવ્યો? એ કેવી હશે? ક્યાં રહેતી હશે?

ચુનાગચ્છીનાં મકાનો શિશિરના દૃષ્ટિપથમાંથી ઘડીભર અદૃશ્ય થઇ ગયાં. કોઈ જાદુઇ દુનિયામાં એ વિહાર કરી રહ્યો. પગલે પગલે રાજકન્યાઓ એની નજરે ચઢવા લાગી. વીરપૂજન કાજે રમણે ચઢેલા રાજકુમારો અભેદ્ય લોખંડી દૂર્ગો ભેદી રહ્યા હતા. અનેક ફૂલમાળાઓ લઇ સુંદર અપ્સરાઓ તેમનું સ્વાગત કરતી હતી. અરેરે! કલ્પના જ એ ભૂમિમાં સાચી પ્રેરક હતી. આ સત્ય જગતમાં એની રાજકુમારી ક્યાં શોધવી? દિવસના ઠંડા ઉજાસમાં એનાં દર્શન ક્યાં કરવાં?

માતા ને બાઇના એક સામટા સ્વરે એનું દિવાસ્વપ્ન ઊડી ગયું. "આજે ઑફિસે જવું છે કે નહિ?" તેની માતાએ બૂમ પાડી.

"ખાવાનું ઠંડું પડી જાય છે" બાઇ બબડી, "પછી ફરી ઉનું કોણ કરશે?"

શિશિરે નિઃશ્વાસ મૂક્યો. પત્ર વાળી ખાનામાં મૂક્યો. સ્નાન-ગૃહમાં જવા તે નીચે ઊતર્યો. રોજ નાહતાં એને ખાસ્સો અર્ધો કલાક થતો. આજે એ પાંચ જ મિનિટમાં પરવારી ગયો. ખાવા બેઠો પણ એનું દિલ ઠેકાણે નહોતું. એનાથી બરાબર ખવાયું પણ નહિ. એ ઓફિસે જવા નીકળ્યો. મુખવાસ લેવાનું પણ તે વિસરી ગયો.

કયા ઘર સામે નજર કરવી એ પણ તેને સમજાયું નહિ. બન્ને બાજુએ ઘરની તો લંગાર લાગી રહી હતી. એમાંની કઈ બારીમાંથી પેલી પરીનાં વિશાળ શ્યામ નયનો એના પર ઠરી રહેતાં હશે, એ શી રીતે સમજાય? પેલા પત્રમાંનો કવિ પોતે જ હતો એની તો તેને ખાતરી હતી. બીજો કોઈ હોઇ શકે જ નહિ. જેની મનુષ્ય ખરા દિલથી ઇચ્છા કરતો હોય છે તે સ્વાભાવિક રીતે એવું માનતો જ થઇ જાય છે. રસ્તે જતાં દરેકે દરેક બારીની તે તપાસ કરી શકયો નહિ. લોકો એને ગાંડો ન ગણે? બે વાર તો એને ઠોકર વાગી. હવે ઝાઝો વખત પણ રહ્યો નહોતો. ઓફિસે મોડું થાય તો જરૂર અધિકારીનો ઠપકો મળે. શેરીને નાકે આવી બસની રાહ જોતો તે ઊભો.

પરંતુ ઓફિસમાં પણ આ વિચાર તેના મગજમાંથી ખસી શકયો નહિ. એ છોકરી એની પાડોશમાં જ રહેતી હોવી જોઇએ, નહિ તો એક જ કચરાપેટીમાં એનો કાગળ કયાંથી આવે? પરંતુ એ પત્ર લીલાના, રમાના કે કોના ઘરમાંથી કચરાપેટીમાં આવ્યો હશે તે નક્કી કરી શકાયું નહિ. પ્રિય મિત્રની આવી ભેદી હકીકતવાળો કાગળ આમ બેપરવાઇથી ફેંકી દેવામાં આવે એવું બને પણ ખરું?, આવો કાગળ ફાડી નાખવો ન ઘટે? સ્ત્રીની વાતો જ વિચિત્ર. કચરાપેટી એના ઘરની નજીક જ હતી. બીજી કચરાપેટી કયાં છે, તેની તો તેને ખબર જ નહોતી. બે કચરાપેટી વચ્ચે રહેતી આ અજાણી

સ્નેહરાજ્ઞીને એણે સાંજે શોધી કાઢવાનો નિર્ણય કર્યો, પરંતુ એ સનમની શોધ એણે કરવી શી રીતે? કદાચ બીજી બાજુએ ત્રીજી કચરાપેટી પણ કેમ ન હોય? એમ કેટલા લાંબા વિસ્તારમાં એને રખડવું પડશે? સારે નસીબે એ લત્તામાં એની ન્યાતનાં ઘર ગણ્યાંગાંઠ્યાં જ હતાં, એટલે શિશિરને ઝાઝી મુશ્કેલી પડે તેમ લાગ્યું નહિ. પણ એ લત્તામાં એના સિવાય બીજો કવિ તો નહિ હોય? ના ના નથી જ. હોય તો એને ખબર ન હોય! રમા ને લીલા ઓળખે એવાને શિશિર ન ઓળખે એવું બને ખરું?

રમા! રમા! રમા! કેવું મધુરું નામ! કોઈ સૌંદર્યમૂર્તિના નુપૂર ઝંકાર સમોવડું. આખું નામ મનોરમા હશે! એ નામ જ એવું મનોરમ હતું કે એ નામધારીની કલ્પનામૂર્તિ નિહાળતાં પણ આનંદ આવતો. એ મધુરી ને સુંદર કન્યા જ હોવી જોઈએ. એ સારું જેવું ભણી પણ હશે. પત્રથી જ એ પરખાતું નથી?

સાંજે તે ઘેર આવ્યો. કપડાં ઉતાર્યા વિના જ એ પલંગમાં પડ્યો. તપાસ શરૂ કરવી કેવી રીતે? કલ્પનાની વીરગાથાઓનો આ યુગ નહોતો, નહિ તો શિશિરનો રસ્તો સાફ થઈ જાત. ઐતિહાસિક યુગમાં પણ લોકો આટલા નિરાધાર નહોતા.

અર્વાચીન યુગ તો સાવ નકામો છે. એવી રસકથાઓ તો હવે માસિકોનાં પાનાંઓમાં જ પ્રગટ થાય છે. નગ્ન સત્ય પારખવા વર્તમાન કાળમાં તમે જો એ માર્ગ ગ્રહણ કરો તો લોકો દંડા લઈને જ તમારી પાછળ ફરી વળે. પૂર્વ કરતાં તો પશ્ચિમમાં લોકો વધારે સુખી છે. એ ગમે તે કરી શકે: ગમે તેવો વિચાર પણ ત્યાં ચાલી શકે. પરંતુ આપણું આ પુરાણું વતન! હાડોહાડ નરકાગાર બની ગયું છે. સજ્જન તો અહીં નિરાંતે વસી જ શકે નહિ. આમ હિંદમાં જન્મેલો હોવા છતાં શિશિરે રસ્તો કાઢ્યે જ છૂટકો. એ શ્રીમંત નહોતો એટલે ભાડૂતી જાસૂસો રોકી શકે તેમ નહોતું.

ઘરમાં કન્યાઓ નહોતી એટલે એના કાર્યમાં કોઈ મદદગાર થાય તેમ નહોતું. હેમંત ધૂનમાં હોય તો કાંઈક કરે, પણ એને કહેવું શિશિરને ઠીક લાગ્યું નહિ.

પાર્વતી મદદ કરે તો આખું ય પ્રકરણ સહેલું સટ બની જાય. પાડોશનાં કેટલાં ય ઘરમાં એ કામ કરતી હતી. બીજે એ ગપ્પાં મારવા પણ બેસતી. પરંતુ શિશિર એને શી રીતે વિશ્વાસમાં લે ? એ કેટલું હલકું કહેવાય ? આખરે કામ કરનારીની જાત. તદ્દન અભણ. સંસ્કૃતિનું તો નામનિશાન ન મળે. કદાચ ઊંધું મારે ને અવળો અર્થ કરે તો ભોગ લાગે. બિચારો શિશિર ! બીજું કરે પણ શું ?

" શું કરવા બેઠો છે ? " તેની માતાએ પ્રશ્ન કર્યો.

" થોડી વાર અહીં પડ્યો છું. " પુત્રે ઉત્તર દીધો.

" અત્યારે પડી રહેવાનું કેવું ? " વૃદ્ધાએ આતુરતાથી પૂછ્યું, " શરીરે ઠીક નથી કે શું ? "

" ના ના. કશું જ થયું નથી. " શિશિરે ખુલાસો કર્યો, વાના દર્દથી એની માતા ઉપર આવી શકે તેમ નહોતી.

બે દિવસ સુધી શિશિરે આકાશપાતાળ એક કર્યાં, પણ તે કશા જ નિર્ણય પર આવી શક્યો નહિ. રમાનો પત્ર તેણે વાંચ વાંચ કર્યો. શબ્દે શબ્દ એને મોઢે થઈ ગયો. એના મગજમાં એ આખા ય પત્રની છાપ પડી ગઈ. છેવટે હતાશ થઈ એ પાર્વતીની સહાય યાચવા હિંમત એકઠી કરતો હતો, ત્યાં અણધારી દિશામાંથી એને જોઈતી મદદ આવી મળી. હેમંત હજામત કરતો હતો. " તને શું થયું છે, શિશિર ! " એકાએક અટકી તેણે શિશિરને પ્રશ્ન કર્યો.

" કેમ ? " શિશિર વિરામાસન પરથી ચમકી ઊઠયો. "મને તો કશું જ નથી થયું. " તેણે જેમ તેમ જવાબ દીધો.

"બા કહે છે કે તેં ખાવાપીવાનું છોડી દીધું છે" હેમંતે હજામત ચાલુ જ રાખી "કોઈ ઊંડા વિચારમાં તું ડૂબી ગયો છે, એટલે મારે થોડી તપાસ કરવી પડી. રમા કોણ છે તે જ તારે જાણવું છે, નહિ? એમાં શું મોટી વાત છે? કોઈને એ કામ સોંપી દે એટલે પત્યું."

હેમંતને આમ સાફ સાફ વાતો કરતો જોઈ શિશિર પ્રથમ તો આશ્ચર્ય પામ્યો, પછી અકળાયો. એની ખાનગી વાતોમાં હેમંતને માથું મારવાની શી જરૂર? પરંતુ રોષ કર્યાથી કાર્ય સરે તેમ નહોતું. રમાને શોધી જ કાઢવી હોય તો એને કોઈની પણ મદદ લીધા વિના છૂટકો જ નહોતો. એકલે હાથે તે પોતાની નેમ પાર પાડવા અશક્ત હતો. પાર્વતી કરતાં હેમંત ખોટો નહોતો, પણ એની એક ટેવ બહુ જ ખરાબ હતી. એ એક પણ વાત છૂપી રાખી શકતો નહિ.

"આ કામ માટે હું કોને રોકું?" શિશિરે છેવટે હેમંતને દિલની વાત કહી, "મારી પાસે તપાસ કરવા જેટલા પૈસા પણ નથી."

"હું તને જાસૂસ રોકવા ક્યાં કહું છું?" હેમંતે ઉત્તર દીધો, "દાખલા તરીકે અમારી મણિને એ કામ સોંપ. એ વૃદ્ધા અમારા સ્ટુડિયોમાં કામકાજ કરે છે. બીજે પણ ઘણે ઠેકાણે કામ માટે જાય છે. ગામનો ખૂણેખૂણો એ પીછાને છે. થોડાંક ચાપાણી મળશે એટલે તારો બેડો પાર."

"ભલે" શિશિરે હેમંતની દરખાસ્ત સ્વીકારી લીધી, "બોલ, ક્યારે વ્યવસ્થા કરીશ?"

"આજે સાંજે જ" હેમંતે ઉત્તર દીધો, "પણ હું આજે તને મળી શકીશ નહિ. તારે ઉતાવળ હોય તો અત્યારે જ મને દશેક રૂપિયા આપી મૂક."

શિશિરે કબાટ ઉઘાડી હેમંતને પૈસા આપ્યા. થોડા દિવસ હાથખરચી વિના ચલાવી લેવું પડશે, ફિકર નહિ.

"એ ક્યાં ર હેછે એની કાંઇ ખબર છે ?" હાથમાં ઘોઈ હેમંત બોલ્યો, "એ પત્રનું પરબીડિયું તારી પાસે નથી, ખરું ને ?"

એટલે એ પત્ર કેવી રીતે હાથ લાગ્યો તે તમામ હકીકત શિશિરે તેને કહેવી પડી. "આ તો બહુ જ સહેલી વાત છે" હેમંતે જવાબ દીધો, "પાંચ રૂપિયામાં જ પતી જશે." એમ કહી તેણે પાંચની નોટ ભાઇને પાછી આપી. તે વિદાય થયો.

હવે શિશિરને નિરાંત વળી. સ્ટુડિયો પર બધાને એનો ભેદ મળી જશે એ:જરા એને ઠીક ન લાગ્યું. હેમંતમાં જરા વધારે અક્કલ હોત તો ઠીક થાત. છતાંય જો એટલાથી જ એની મુશ્કેલીઓનો અંત આવી જતો હોય તો શિશિર ઉદાર બની હેમંતના બધા અપરાધો ક્ષમા કરવા તૈયાર હતો.

હેમંત રાત્રે ઘેર આવ્યો નહિ એટલે મણિની કાંઇ પણ વિગત શિશિરને મળી શકી નહિ. બીજે દિવસે પણ હેમંત આવ્યો નહિ. ત્રીજે દિવસે તો શિશિરની કમાન છટકવા જ જતી હતી. સદ્‌ભાગ્યે એ દિવસે રવિવાર હતો, એટલે વહેલી વહેલી એણે ચા પી લીધી. પાછા ફરતાં મોડું થશે એવી એની બાને ખબર આપી દીધી. એની કોઇએ વાટ જોવી નહિ એમ સૂચના આપી તે બહાર નીકળી પડ્યો.

સીધો જ તે હેમંતના સ્ટુડિયો પર ગયો. પણ ત્યાં તો કોઇ નહોતું. તાળું દીધેલા દરવાજા આગળ ડહેલીમાં દરવાન હતો. શેઠને ત્યાં મોટી મિજબાની હોવાથી બધા ત્યાં ગયા હતા. શિશિરને સરનામાની ખબર નહોતી. મહા પરાણે એણે હેમંતના શેઠનો બંગલો શોધી કાઢ્યો. નમતો પહોર થવા આવ્યો ત્યારે એ દરવાજામાં દાખલ થયો.

ત્યાં ઘણાં માણસો હતાં એટલે ભેગા થવા છતાં ય હેમંત સાથે વાત કરવાનું એકાંત મેળવવું મુશ્કેલ હતું. એમ એક કલાક નીકળી ગયો. " કંઈ ભાળ મળી ? " તક મળતાં હેમંતને એક ખૂણામાં ખેંચીને એણે પૂછ્યું.

" આજ ત્રણ દિવસથી મને ફુરસદ જ ક્યાં હતી ? " હેમંતે ખુલાસો કર્યો, " મારે અધૂરું કામ જલદી પૂરું કરવાનું હતું."

શિશિરે એનો મિજાજ જેમ તેમ કાબૂમાં રાખ્યો. " ત્યારે પેલી મણિને તેં વાત જ નહિ કરી હોય ? " ભારે પ્રયત્ને તેણે મૂળ પ્રશ્ન રજૂ કર્યો.

" ના, મેં વાત કરી છે. પણ હજી મને એના તરફથી ઉત્તર મળ્યો નથી. "

" એનો પત્તો ? " શિશિરે તપાસ આગળ ચલાવવા ધાર્યું.

" અરે ! એ તો બહુ જ ખરાબ લત્તો છે. તને એ નહિ જડે. "

"એ મારે જોવાનું છે. મને સરનામું આપ ને." શિશિર છેડાયો.

હેમંતે એક પત્તા પર શિશિરને સરનામું લખી આપ્યું. શિશિર ઉપડયો. એ લત્તો તો ખરાબ હતો જ. પ્રભુની કૃપા કે અંધારું થઈ ચૂક્યું હતું. બાકી કોઈ ઓળખીતો મળત તો શિશિરને નીચું જોવા જેવું થાત.

સદ્‌ભાગ્યે મણિ ઘેર જ હતી. શિશિરે પોતાનો પરિચય આપ્યો. "મારી સાથે જરા બહાર ચાલો."

" કેમ ? " તેણે પ્રશ્ન કર્યો.

" મારે તમારી જોડે થોડી વાત કરવી છે. " શિશિરે ઉત્તર દીધો, " પણ અહીં નહિ."

"પણ અહીં વાંધો શો છે ?" મણિએ સામો પ્રશ્ન કર્યો, " આપ જરા નિરાંતે વિરાજો."

શિશિરને પરાણે બેસવું પડ્યું. એને એક ક્ષણનો પણ વિલંબ પાલવતો નહોતો. "તમને પેલી બાતમી મળી?" તેણે લાગલો જ પ્રશ્ન કર્યો.

"મને થોડી વાત મળી છે પણ તે સાચી લાગતી નથી." મણિએ ઉત્તર દીધો.

"એમ કેમ?" શિશિર અજબ થયો.

"તમારા મહોલ્લામાં જ એવી એક છોકરી રહે છે. તેનું નામ મનોરમા છે." તે બાઇએ વાત માંડી, "વળી બધા તેને રમા જ કહે છે."

"હું શોધું છું એવી એ જ છોકરી છે એવું તું શા ઉપરથી કહી શકે છે?" શિશિરે કહ્યું.

"કારણ કે એ લત્તામાં બીજી કોઈ એવી મોટી કુમારિકા જ નથી" મણિએ કહેવા માંડયું, "એકલી એણે જ વિનયમંદિરનો અભ્યાસ પૂરો કર્યો છે. વિદ્યાપીઠના પગથારે ચઢી છે. સુંદર છે. એની ઉંમર પણ કાંઇ ઓછી નથી. સત્તર અઢાર વર્ષ થયાં હશે. એની દાસીએ મને કહ્યું કે એને પુષ્કળ બેનપણીઓ છે. કાગળો તો રોજ એ થોકડો લખે છે. તમે કહો છો તેવાં જ નોટપેપર એ વાપરે છે. એની દાસી જ બજારમાંથી તે લઇ આવી હતી. હજી થોડા જ દિવસ થયા."

બાતમી અધૂરી હતી પરંતુ શિશિરને એ પાયા પર જ કલ્પનાનો મિનાર ચણ્યા વિના છૂટકો નહોતો. એણે એના બાપનું નામ ને સરનામું નોંધી લીધું. પછી તે વિદાય થયો.

રાત્રે તે ખૂબ મોડો ઘેર પહોંચ્યો. એની બાએ તો એને ઉધડો જ લીધો. ઝટપટ વાળુ કરી પાછો તે બહાર નીકળી પડયો. તેણે મનોરમાનું ઘર સહેલાઇથી શોધી કાઢયું. ઘર સારું હતું. આગલો ખંડ ઠીક ઠીક શણગારેલો હતો. કદાચ દિવાનખાનું હશે. કુટુંબ ગરીબ

જણાતું નહોતું. અર્વાચીન શોખની સામગ્રીઓ પણ દેખાતી હતી. એક નાની બાળા ને એક બાળક શિક્ષક પાસે પાઠ કરી રહ્યાં હતાં.

થોડી વાર ટકી શિશિર દૂર ખસી ગયો. બહુ વાર ત્યાં તાકી રહે એ પણ ઠીક નહિ. એમનો પરિચય પાડવા એણે કોઇ ઉપાય અજમાવવો જ જોઇએ. એને ઘેર પાછા જવાનું દિલ થયું નહિ. પરંતુ ત્યાં રહીને ય શું કરવું? એટલે એ ઘેર આવ્યો. પથારીમાં પડયો.

પરંતુ એ ઊંઘી શકયો નહિ. કાલ્પનિક અને અવ્યવહારુ કેટલી યે યોજનાઓ એના મગજમાં ઉભરાઇ રહી. એ તમામ યોજનાઓને તિલાંજલિ આપી થાકથી અધમુઓ થયેલો શિશિર અંતે ઊંઘી ગયો. સવારે એની વ્યવહારુ દ્રષ્ટિ પાછી આવી. સમાજના રિવાજોને માન આપી એણે કલ્પનાવિહાર કરવો માંડી વાળ્યો. ઓફીસે જઈ એણે પગારમાંથી થોડો ઉપાડ કર્યો. ભારે દબાણ નીચે પણ એણે આમ કદી પૈસા ઉપાડયા નહોતા. સાંજે છૂટીને તે સીધો મણિને ઘેર ગયો. તપાસ આગળ વધારવા તેને સૂચના આપી.

આમ વાત વધતી ચાલી. શિશિરની બાને પુત્રની આ વર્તણુંક ભારે પડી. પરંતુ એ કમાઉ દીકરો હતો, એટલે એની વાહિયાત વાતો પણ નભાવી લીધા વિના છૂટકો નહોતો. એ લગ્ન કરશે એટલી હકીકત જ ઓછી નહોતી. મણિએ ચોકઠું ગોઠવ્યું. છેવટના ચાંલ્લા થતાં પહેલાં કન્યાને જોવાનું ઠરાવ્યું. કન્યાના પિતાને તો કોઈ જાતની હરકત જ નહોતી. મોટી ને ભણેલી કન્યાઓ માટે સારા વર શોધ્યા જડે છે કયાં?

"સુંદર કન્યા છે, હોં!" હેમંતે કહ્યું, "તું ભારે નસીબદાર છે."

કન્યા સુંદર હશે એવું તો શિશિર પણ માનતો હતો, પરંતુ એના વાન વિષે, ઉંચાઈ વિષે, ઉંમર વિષે વગેરે અનેક વિગતો એને તો જાણવી હતી. પરંતુ નાના ભાઇને એ બધું શી રીતે પૂછાય? એણે પોતાનું ગૌરવ પણ જાળવવું જોઇએ ને? એટલે

તે ચૂપ રહ્યો. એક વાર એની માતા આગળ આડકતરી વાત છેડી જોઈ કે કન્યા જોવાની એની પણ ઇચ્છા હતી, પરંતુ વ્યવહારિક બાબતોમાં તો મોટેરાં લક્ષ આપતાં. એટલે એનો કાંઈ પત્તો ખાધો નહિ.

હેમંતે વગર માગે ઘણી વાતો કહી નાંખી. એ છોકરીનો અભ્યાસ સારો હતો, તે સાહિત્યરસિક હતી, બીજી રીતે પણ સારી કેળવણી પામેલી હતી. તે સંગીત, નૃત્યકળા ને રમતગમતોમાં પણ પારંગત હતી. ટૂંકામાં એ અમોલું કન્યારત્ન હતું.

શિશિરે કન્યાને એક વાર જોવાનો નિર્ણય કર્યો. ઠરેલે દિવસે સવારે તે ઊઠયો ત્યારથી જ એને એ દિવસ અનેરો જણાયો. પૂર્વાકાશમાં લજ્જાની ઘેરી ગુલાબી છાંટ છંટાયલી હતી. આજે જ જાણે એના લગ્નનો ભાણુ ઊગ્યો. પંખીનાં ગીતો, પ્રભાતની અનિલ લહરી, શીળો સૂર્યપ્રકાશ, દરેકમાં આજે એને કાંઈ જુદું જ વ્યક્તિત્વ પરખાયું.

હેમંત નીચે ગયો. શિશિર ચા પી તૈયાર થયો. એક બે મિત્રોને સાથે લેવા વિચાર કર્યો. એકલા જવું એને ઠીક લાગ્યું નહિ.

એકાએક હેમંત દોડતો આવ્યો. "આ તે કેવી વાત?" તેણે પ્રશ્ન કર્યો, "શરૂઆતથી જ કાંઇક ભૂલ થતી હશે એમ મને શંકા હતી. આપણી આ પાપભૂમિમાં વળી કલ્પનાવિહારી યશગાથાનું અસ્તિત્વ તે સંભવે?"

શિશિર તો એ સાંભળી ફીકો જ પડી ગયો, "પણ થયું છે શું?" તેણે પ્રશ્ન કર્યો.

હેમંતના હાથમાં એક માસિક હતું. તેનું એક પાનું ઉઘાડી તેણે શિશિરનું ધ્યાન ખેંચ્યું, "જો!"

એમાં એક વાર્તા હતી. પેલી કચરાપેટીમાંથી પાર્વતીએ મેળવેલા

પેલા પત્રથી જ એની શરૂઆત થઇ હતી. લેખિકાનું નામ મનોરમા હતું.

શિશિર એના સ્થાને જડાઈ જ ગયો. "ચાંલ્લા કરતાં પહેલાં તમારે વધારે તપાસ કરવી જોઇતી હતી," હેમંતે ડહાપણ ડોળ્યું, "એ કાગળ એની વાર્તાનું લખાણ જ હતું."

છતાં શિશિર મૂંગો જ રહ્યો. એક ક્ષણ પહેલાં એ અનેક હવાઇ કિલ્લા બાંધી રહ્યો હતો. બીજી જ ક્ષણે એણે વજ્રપાત અનુભવ્યો. ઝાંઝવાનાં જળ અદૃશ્ય થતાં કઠોર ને વેરાન રણ તેની નજર સમીપ ખડું થયું. હવે એની પાર શી રીતે ઊતરવું?

"આજે જવાના કે નહિ?" હેમંતે બીજો પ્રશ્ન કર્યો, "મુલતવી રખાવું? જરા વિચાર કરવાની મહેતલ મળશે."

શિશિરના કલ્પના પ્રદેશમાં એક સુંદર વદન વિહરી રહ્યું. એ સુંદર હતું, એના દર્શનમાં બુદ્ધિરેખા ચમકતી. એના અધરદ્વયમાંથી સંગીત સ્ફુરી રહ્યું હતું. નૃત્યપ્રેર્યા પગરવે એ અપ્સરા પૃથ્વી પર ઊતરી આવી હતી.

"આપણે જઇશું જ" શિશિરે સાહસ ખેડ્યું, "આપણું વચન જાય?"

દૂર દૂરની આશામાં એ અથડાઇ રહ્યો હતો. શું મનોરમ હશે! કલ્પના કે સત્ય?

## સુવર્ણપ્રતિમા

**આજથી** દોઢસો વર્ષ પહેલાં મુર્શીદાબાદ નજીકનો બંગાળાનો ભાગ ગીચ ઝાડીવાળું જંગલ હતું. એ વખતના લોકો પણ સાહસિક અને મજબૂત હતા. જંગલી જાનવરોની તેમને લેશ માત્ર પરવા નહોતી. તે વેળા બંદૂકો તો વપરાશમાં નહોતી. ભાલા ને તલવારોથી સજ્જ થઇ લોકો શિકાર ખેલતા. એ ગાળાની સ્ત્રીઓ પણ હથિયાર વાપરી જાણતી. જંગલી જાનવરોથી બિલકુલ ડરતી નહિ.

રાજવલ્લભરાય નામના ત્યાંના જમીનદાર હતા. પ્રજાજનોનો તેમણે એટલો બધો ચાહ મેળવ્યો હતો કે તેઓ 'રાજવલ્લભ' નામે પ્રસિદ્ધ થયા હતા.

પરંતુ એમનું ખાનગી જીવન સુખી નહોતું. વનદેવતાઓને દગો દઈ એમના વડાઓએ જાણે જમીન પડાવી લીધી ન હોય તેમ, રાજવલ્લભનાં ઘણાં સગાં જંગલી જાનવરોનાં ભોગ થઈ પડ્યાં હતાં. એમના પિતાજી શિકાર ખેલતાં જ હરિશરણ થયેલા. એમના નાના ભાઈનો વાઘ કોળિયો કરી ગયેલો. એમના જમાઈ ડૂબી મરેલા. લોકો કહેતા કે એમને મગર ગળી ગયેલો

હવે એ બહોળા કુટુંબમાં ચાર પાંચ માણસો જ રહેવા પામેલાં. એમનો પુત્ર દેવકીનંદન, એમની વિધવા પુત્રી માયા અને એમની પૌત્રી ચંદ્રા. ચંદ્રાની માતા હયાત હતી, પરંતુ તે એટલી બધી અશક્ત બની ગઈ હતી કે ભાગ્યે જ બહાર નીકળતી, એટલે એનું અસ્તિત્વ લગભગ વિસરાઈ ગયા જેવું જ હતું.

દેવકીનંદનને પુત્ર ન હતો. હવે જો એને પુત્ર ન સાંપડે તો રાજવલ્લભનો વંશ પૂરો જ થાય. આ વિચાર દરેકને સતાવતો. ચંદ્રાની વય અગિયારેક વર્ષની થઈ હશે, પરંતુ એની માતાને બીજી સુવાવડ આવી નહોતી. દરેક જણ દેવકીનંદન ફરી પરણે એમ ઈચ્છતાં, પરંતુ દેવકી શિકારમાં એટલો બધો રચ્યોપચ્યો રહેતો કે લગ્નનો વિચાર સરખો કરવાની પણ એને ફુરસદ નહોતી. એક શૂરવીર પુરુષ તરીકે દેવકીની ખ્યાતિ ચોમેર પ્રસરી ગઈ હતી. એના પિતા જાગીર સંભાળતા ને એની બેન ગૃહવ્યવસ્થા તરફ લક્ષ આપતી. એની પત્નીની સગવડ કોઈ સાચવતું નહિ. પરંતુ ચંદ્રા દાદાજીની આંખની કીકી હતી. દરેક જણ તેને હાથમાં ને હાથમાં જ રાખતું, એટલે દેવકીનો શિકાર અવિચ્છિન્ન રીતે ચાલ્યા કરતો.

શરદ ઋતુમાં પુરુષ માત્ર બહાર નીકળી પડતા. રાજાઓ વિજયપ્રસ્થાન કરતા. વહેપારીઓ વહાણવટે જતા. શિકારીઓ જંગલની વાટે વળતા. વર્ષામાં લોકોને પરાણે ઘરમાં પુરાઈ રહેવું પડતું. લોકો કાયર કાયર થઈ જતા. આકાશ નિર્મળ બનવાની જ ઈંતેજારી રાખતા. તેમ થતાં જ તેઓ ઘર બહાર નીકળી પડવા તલસતા.

દેવકી પણ પોતાની ટોળી લઈ શિકારે જવા તૈયારી કરી રહ્યો હતો. આ વર્ષે વાઘનાં ટોળાં ગામડામાં ત્રાસ ફેલાવી રહ્યાં

હતાં. એક વાઘે તો ઘણાં ઘરને તાળાં દેવરાવ્યાં હતાં. એ પ્રાણી ઘણું જ વિકરાળ હતું. ગજબ શક્તિ ને અકલ્પ્ય ચાલાકી ધરાવતું. એનો દેખાવ જ અલૌકિક હતો. એનું કદ પણ એટલું મોટું હતું કે દૂરથી એ મોટા ઘોડા જેવો લાગતો. એના ભયંકર ચક્ષુઓમાંથી નર્કની જ્વાળાઓ ભભૂકતી. ખાસ વિચિત્રતા તો એ હતી કે એને બે ને બદલે ત્રણ આંખો હોય એમ જણાતું. એના કપાળમાં આંખ જેવી જ આબેહૂબ આકૃતિ ચિતરાઈ રહેલી હતી. અજ્ઞાન પ્રજાજનોનાં હૈયામાં એથી સજ્જડ ડર પેસી ગયો હતો. કેટલાક તો એને સંહારમૂર્તિ રુદ્રનો અવતાર માનતા. આથી એની ગતિ નિરંકુશ બનવા પામી હતી. જંગલમાં તે યથેચ્છ વિહાર કરતો. ગરીબોનાં ઝૂંપડાંમાં ઘુસી જઈ તે શિકાર ઉઠાવતો. ગભરાયલા ગામડિયા એનો અણસારો પામતાં જ ઘર છોડી ભાગી જતા. મનુષ્ય એને મારી શકે જ નહિ એવી તેમને ખાતરી થઈ ચૂકી હતી.

દેવકીએ પણ આ વાઘ વિષે આ બધી ભેડતી વાતો સાંભળી હતી. "વર્ષા પૂરી થવા દો ને" તે હસીને કહેતો, "હું તેનાં ત્રણેય નેત્રની જ્વાળાઓ શમાવી નાંખીશ." એના સાથીદારો આ બહાદુર નિર્ણયને હર્ષનાદે વધાવી લેતા.

વાઘ મારવા જવાની તૈયારીમાં જ દેવકી પડ્યો હતો. નીકળવાને ત્રણ ચાર દિવસની વાર હતી. છ મહિના થાય તો પણ દેવકી આ વખતે એનો પીછો છોડનાર નહોતો.

દેવકી ચોવીસ કલાકમાં એક જ વાર અંતઃપુરમાં જતો, તે પણ જમવા જ. એક દિવસ તે જમવા બેઠો હતો, તેવામાં ચંદ્રા આવી તેને ગળે વીંટળાઈ વળી. "બાપુજી! તમે વાઘ મારવા જવાના છો? મારે એની ચામડી જોઇએ છે."

"કેમ, બેટા!" દેવકીએ હસીને પૂછ્યું, "અત્યારથી તારે સંન્યાસી થવું છે કે શું?"

"ના, બાપુજી! પણ એ મારે જોઇએ તો છે જ." ચંદ્રા લાડ કરતી બોલી, "હું તેના પર બેસીશ."

"હવે બાપુજી પાસેથી આઘી ખસ તો" માયાએ તેને ધમકાવી, "નિરાંતે જમવા તો દે."

ચંદ્રા દૂર થઈ.

"ભાભી તમને અંદર બોલાવે છે." માયાએ દેવકીને કહ્યું.

"કેમ?" દેવકીએ આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

"મને શી ખબર?" તેની બેન બોલી, "મને તે કાંઈ કહેતાં હશે કે! એ માણસ નથી? એમને પતિ સાથે વાત કરવાનું દિલ ન થાય?"

"ભલે હું મળી આવીશ." દેવકીએ ઉત્તર દીધો. જરા ઉતાવળથી તેણે ભોજન પતાવી નાંખ્યું.

ચંદ્રાની માતા પ્રભા છેક નાનપણથી દમના દર્દથી પીડાતી હતી. એ મોટી થશે ને પરણશે એટલે દર્દ શમી જશે એમ એનાં માબાપે ધારેલું, પરંતુ એમની આશા ફળી નહિ. એનું દર્દ વધતું જ ગયું, છેવટે તે પથારીવશ થઈ ગઈ. છેલ્લાં ત્રણ વર્ષથી તો એણે પથારી છોડી જ નહોતી, તેમ એનું દર્દ એક ક્ષણભર પણ શમ્યું નહોતું. એ ખાઈ શકતી નહિ, તેમ ઊંઘી પણ શકતી નહિ. એના કંગાલ દેહની સામે નજર કરનારને પણ દુઃખ થતું. ધીમે ધીમે એને જોવા આવનારની સંખ્યા પણ કમી થતી ગઈ. છેવટે છેવટે તો એની વૃદ્ધ દાસી લવંગી એકલી જ તેની શય્યા નજીક બેસી રહેતી. રાત્રિ દિવસ લવંગી પ્રભાની સુશ્રૂષા કરતી. દિવસમાં એક બે વાર ચંદ્રાને પરાણે તેના પલંગ નજીક ખેંચી જતી. ચંદ્રા લાગ મળતાં તરત જ બહાર છટકી જતી. માયા નિત્યનિયમ

મુજબ એકાદ વાર તેની પાસે આવી જતી. તે પણ સભ્યતા પૂરતું જ. વધારે ધ્યાન આપવાની કોઇને પડી નહોતી.

આજે દેવકીને ફરજીઆત એની પત્ની પાસે જવું પડ્યું. એણે પ્રવેશ કર્યો કે દાસી પલંગની પાંગેથેથી ઊઠી ગઈ. દંપતી ઘડી ભર એકલાં પડ્યાં.

દેવકી એક વિરામાસન નજીક ખેંચી લાવી બેઠો. "મને કેમ બોલાવ્યો ?" તેણે પૂછ્યું.

પ્રભાએ પોતાનું હાડપિંજર સરીખડું શરીર ઊંચક્યું, તે જરા ટટાર થઈ. એક વાર તે સૌન્દર્યમૂર્તિ હતી, પરંતુ હવે એનું કોઈપણ સૂચક ચિહ્ન રહેવા પામ્યું નહોતું. માત્ર તેની આંખો પ્રથમના જેવી જ હતી. એ પણ ઊંડી ઊતરી જવા પામી હતી.

"તમારા બાપુજી ને બેન તમને ફરી પરણાવવા માંગે છે." તે બોલી, "તમે ફરી કેમ નથી પરણતા ?"

દેવકીને આ પ્રશ્ન રુચ્યો હોય તેમ જણાયું નહિ, "આટલી ધાંધલમાં તેં મને આ વાત કહેવા બોલાવ્યો ?" તેણે સામો પ્રશ્ન કર્યો, "આ વાત તો નિરાંતે પણ થઈ શકત."

"પણ અત્યારે એ વાત કરીએ એમાં ખોટું પણ શું છે ?" પ્રભાએ પૂછ્યું, "આખા દિવસમાં પાંચ મિનિટ પણ તમે ઘરમાં રહેતા નથી. એ માટે હું તમારો વાંક નથી કાઢતી. તમને ઘરમાં આકર્ષી રાખે એવું અહીં કોઇ જ નથી, હું તે જાણું છું. મારા સામું તો નજર કરવાનું પણ કોઇને મન થાય તેમ નથી. પરંતુ એટલા કારણથી તમારે કુટુંબનો ને ઘરનો ત્યાગ કરવો યોગ્ય નથી. હું તો ઝાઝું જીવવાની પણ નથી, પણ ચંદ્રા તો છે ને ! એના તરફ તેમ જ તમારા કુટુંબ તરફ તો તમારું કર્તવ્ય તમારે બજાવવાનું છે જ. એ બધું વિસરી જઇ આમ શિકાર માટે ભટક્યા કરો તે કેમ પાલવે ? તમારે તમારો જીવનવ્યવહાર બદલવો જ જોઇએ.

ફરીથી લગ્ન કરી તમારે ઠરીઠામ બેસવું જોઇએ. હવે કાંઈ તમે નાના નથી."

"પણ આ બધું ભાષણ અત્યારે ?" દેવકી અકળાયો, "પરણ્યા વિના હું કરમાઇ જાઉં છું, એવું કહ્યું કોણે ?"

એક સામટું આટલું બોલવાથી પ્રભા હાંફતી હતી. થોડી વાર તકીએ અઢેલી, વિરામ લઈ તે બોલી, "એમ હોત તો ય તમને કોઇ દોષ ન દેત. તમે કાંઇ વૃદ્ધ નથી, એટલે ફરી પરણવાનો તમને સંપૂર્ણ અધિકાર છે. પણ આ શિકારની ઘેલછા યોગ્ય છે? તમારા પિતાજીના તમે એકના એક કુળદિપક છો. આ શિકારનું શું પરિણામ આવશે તે કોઈ કહી શકે તેમ નથી."

"પથારીમાં પડયે પડયે પણ તું આ બધી વાતો કયાંથી સાંભળે છે તે મને સમજાતું નથી." દેવકીએ ખુલાસો કરવા માંડયો, "હું એ વાઘનો શિકાર ન કરું તો પાપમાં પડું. આજ સુધી એના ભોગ બનેલા સર્વ આપણા જ ખેડૂતો છે. એમને બચાવવાનું મારું કર્તવ્ય છે."

"પણ એ કાર્ય કોઇ બીજું કરી શકે તેમ નથી? તમારું જીવન કેટલું કિંમતી છે, એનો તમને ખ્યાલ હોય તેમ લાગતું નથી."

"તું તો છેક બૈરાં જેવી વાતો કરવા માંડી" દેવકીએ વાત ઉડાવી, "મારું જીવન ગમે તેટલું મૂલ્યવાન હોય, છતાં ય તેને બચાવવા હું ઘરમાં તો કદી ભરાઈ બેસું નહિ. શરમ છે એવા કાયર જીવન પર."

પ્રભા પથારીમાં પટકાઇ પડી. "તમને કાંઈ પણ કહેવું વ્યર્થ છે, એની મને ખાતરી જ હતી." તે બબડી, "તમે મારું કહેવું ક્યારે સાંભળ્યું છે? હવે તો તમે સાંભળો જ શાના ?"

દેવકી ઊઠયો, "આવી અશક્ય વાતો તું શા માટે કરતી હશે ?"

એક વાઘના ભયથી તું રાજવલ્લભના દીકરાને અંતઃપુરમાં છૂપાઈ રહેવાનું સમજાવે છે? એવી વિનંતી શી રીતે માન્ય રખાય?" ભારે પગલે તે વિદાય થયો.

જવાનો દિવસ આવી લાગ્યો. દેવકીએ પ્રસ્થાન કર્યું. પત્ની સિવાય દરેકની તેણે રજા લીધી. "વ્યાઘ્રચર્મ લેવા જાઉં છું હોં!" તેણે ચંદ્રાને સાંત્વન આપ્યું.

એ ગાળામાં રેલ્વે નહોતી. ઘેર ખબર મોકલવી એ પણ કઠિન હતું. પગે જનાર ખેપિયા મારફતે જ બધો વ્યવહાર ચાલતો.

પાંચ છ દિવસ પછી જ દેવકીના કુટુંબને એના વર્તમાન મળ્યા. ગામડાં વટાવી એ અરણ્યની સીમાએ જઈ પહોંચ્યો હતો. એની હાજરી દરમિયાન ગામડામાં વાઘ નજરે પડયો ન હતો.

વળી થોડા દિવસ કાંઈ પણ સમાચાર મળ્યા નહિ. પછી વજ્રપાત થયો. પાટનગરમાં ઉલ્કાપાત મચી રહ્યો. વાઘે શિકારી-નો જ શિકાર કર્યો હતો. સાથીદારોમાંથી કોઈનેય ખબર પડે તે પહેલાં દેવકીને ઝડપી તે અરણ્યમાં અદશ્ય થઇ ગયો હતો.

મહામહેનતે દેવકીનું શબ હાથ લાગ્યું. ઘા ધોઈ, ચંદન લગાડી પુષ્પહારોથી તેને છાવરી લેવામાં આવ્યું હતું. રાજવલ્લભ ચિતા આગળ આવી ઊભો. ચંદ્રા દોડી આવી તેની આંગળીએ વળગી. તેને ધ્રૂસકાં આવતાં પરંતુ દાદાજીની કપરી નજરે દબાવી દેવાં પડયાં. અન્તઃપુરમાં આક્રંદના પડછંદ પડતા. માયાના વિલાપનો પાર નહોતો.

રાજવલ્લભે ગર્જના કરી, "પ્રજાજનો, સાંભળો! હું કાલીની પ્રતિજ્ઞા લઈ જાહેર કરું છું કે મારી જ્ઞાતિનો જે કોઇ પ્રજાજન

આ વાઘનો નાશ કરશે તેની સાથે હું ચંદ્રાને પરણાવીશ. પરન્તુ તિનો કોઈ સિદ્ધ કરશે તો તેને મારી જાગીર સોંપી હું કાશીમાં વાનપ્રસ્થ થઇશ. "

પ્રજાજનો વિખરાયાં. શબને અગ્નિસંસ્કાર કરવાની તૈયારી થઈ. એવામાં અંતઃપુર આગળ કોલાહલ સંભળાયો. એક હાડકાંનો માળો મૂલ્યવાન વસ્ત્રાલંકાર સજી સમીપ આવી રહેલો જણાયો. એ પ્રભા હતી. એના વદન પર સ્મિત ફરકી રહ્યું હતું. તે રાજવલ્લભને પાય લાગી, "પિતાજી! આશીર્વાદ આપો. આવતે અવતારે પણ હું સૌભાગ્યવતી જ મરું. "

"ભલે બેટા!" રાજવલ્લભે શાંતિથી એને વિદાય આપી, "સુખેથી સ્વર્ગે સંચરો!" ચંદ્રાના આક્રંદનો પાર નહોતો. માયા તેને દૂર લઈ ગઈ.

દેવકીના કરુણ અવસાનના ને નિભાના સતી થયાના સમાચાર ચોમેર પ્રસરી ગયા. રાજવલ્લભની પ્રતિજ્ઞા પણ સર્વને જાણ થઈ. દરેક મશહૂર શિકારીએ એ ત્રિલોચન વાઘને હણવાના સોગંદ લીધા. પરંતુ એનો પત્તો જ નહોતો. દેશદીપકનો પ્રાણ લઇ એની રક્તતૃષા છીપાઇ હોય એમ જણાયું. પછી વસ્તીમાં એ ફરક્યો જ નહિ. રાજવલ્લભના રાજમહાલયમાં વિષાદ છવાઈ રહ્યો. જાણે ત્યાં વસ્તી જ ન હોય, તેમ આખુંય રાજમંદિર જાણે ખાવા ધાતું હોય તેમ લાગતું. થોડા ઘણા નોકરચાકરો શ્વાસ લેતાં પણ અચકાતા હોય તેમ જણાતું. રાજવલ્લભ આખો દિવસ કાલીના મંદિરમાં જ વખત પૂરો કરતો. ઘણી વાર રાત્રિ પણ તે ત્યાં જ પસાર કરતો. માયા તો રાજમહેલની બહાર ફરકતી જ નહિ. મેઘાડંબરમાંની વિદ્યુતરેખા સમોવડી ચંદ્રા નિર્જન રાજમંદિરમાં રમ્યા કરતી.

ધીમે ધીમે વર્ષો વીતવા માંડયાં, છેવટે વાઘની વાતો ફરીથી ચાલુ થઈ. પરંતુ પેલો વાઘ હતો કે બીજો તે જ કોઈ કહી શકતું નહિ.

રાજવલ્લભના દિલનો ઘાવ થોડો ઘણો રૂઝાવા પામ્યો હતો. "બેટા, પૃથ્વીપર કોઇ પુરુષ પાકચો હોય તેમ જણાતું નથી." એકવાર ચંદ્રાને પડખે બોલાવી સ્મિત કરી તે બોલ્યા, "તારે જીવન ભર કુંવારા રહેવું પડશે કે શું? વાઘ મારવા મારા જેવા વૃદ્ધોએ તો શસ્ત્રો સજવાં નહિ પડે ને?"

"પરંતુ હું તમારા જેવા ડોસાને નહિ પરણું!" ચંદ્રા જવાબ આપી સ્મિત કરતી વિદાય થઇ.

રાજવલ્લભનાં આ વચનો પણ ચોમેર પ્રસરી જતાં વાર લાગી નહિ. યુવાન પ્રજાજનો ધુંધવાઈ ઊઠચા, પરંતુ વાઘ સ્વેચ્છાએ વિચરતો જ રહ્યો. ગમે તેમ પણ હવે એ કંટાળ્યો હોય તેમ લાગ્યું. હવે એ ગામડાંમાં ઘુસતો નહિ, પરંતુ જંગલમાં તો નજરે પડતો જ.

ચંદ્રા પંદર વર્ષની થઈ. યૌવનના તનમનાટે એના અંગ પ્રત્યંગને સૌંદર્યની લાલીથી ભરી દીધું. વિદ્યુતરેખા સમોવડી એ મનુષ્યનયનો આંજી રહી.

ફરી પાછી શરદ આવી. દેવકીના અવસાનને ચાર પાંચ વર્ષો વીતી ગયાં હતાં. રાજવલ્લભ વૃદ્ધ ને નિર્બલ બનતા જતા હતા. "આ વેળા હું કાળીની મહાપૂજા કરવાનો ઇરાદો રાખું છું," એક દિવસ પુત્રી ને પૌત્રીને પાસે બોલાવી તે બોલ્યા, "કદાચ એ મહાશક્તિ ઘેટાંના ટોળામાં શક્તિસંચાર કરે. બાકી મને આ જુવાનિયાઓમાં જરા ય આશા પડતી નથી."

આ વેળા મહાદેવીએ રાજવલ્લભની પ્રાર્થના સાંભળી હોય એમ જણાયું. મહા પૂજાની શરૂઆત પહેલાં જ જુવાનિયા બધાં ઘેટાં નથી, સિંહબાલ પણ છે એની પ્રતીતિ થઇ. બે વીર પુરુષોએ વાઘને હણવાની પ્રતિજ્ઞા લીધી.

એમાંના એક ઝાંકુરિયાના ભવાનીપ્રસાદ ચૌધરી. બીજા કુમારપુરના નરનારાયણ.

વાત સાંભળી રાજવલ્લભ હસ્યા. " બેટા, " તે ચંદ્રાને કહેવા લાગ્યા, " તું રાજકુમારી બની રહી છે. હવે શક્તિપ્રદર્શનમાં કોણ વધે છે તે જોવાનું છે."

મહા કાલીની મહા પૂજા સંપૂર્ણ થઈ. દૂર દૂરથી પ્રજાજનો ઊભરાયાં. રાજવલ્લભના જીવનનો આ છેલ્લો જ પ્રસંગ હતો. ફરી આવો પ્રસંગ ક્યારે આવશે તે કલ્પવું મુશ્કેલ હતું.

મહા કાળીની મૂર્તિને વાજતે ગાજતે આખા પાટનગરમાં ફેરવવામાં આવી.

બીજે પ્રભાતે રાજવલ્લભ મંદિરથી પાછો વળતો હતો, તેવામાં બે અનુચરો દોડી આવ્યા. વાઘ હણાયાની વધાઇ આપી. રાજવલ્લભ ઘડી ભર થંભી ગયા. એમણે એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો. એમને પોતાના મૃત પુત્રનું સ્મરણ થયું. શિકાર પાટનગરમાં લાવવામાં આવતો હતો. હવે ચંદ્રાનું લગ્ન કરવું પડશે. એ બધાંને યોગ્ય રીતે પહોંચી વળવું જોઇએ.

રાજવલ્લભે દીવાનને તેડુ મોકલ્યું. અંતઃપુરમાં ધમાલ મચી રહી. ઘડી ભર મહાલયનો વિષાદ અદશ્ય થઇ ગયો. માયાએ ચંદ્રાને મૂલ્યવાન આભૂષણો સજાવી તૈયાર કરવા માંડી. વાઘને જોવા ગામલોકો ટોળે વળ્યાં.

ભારે હર્ષનાદની વચ્ચે ગાડી મેદાનની મધ્યમાં લાવવામાં આવી. ત્રિલોચનના દર્શનાર્થે લોકોનો ચોમેરથી ધસારો થયો. પેલા બન્ને વીર પુરુષો તેની પડખે ઊભા રહ્યા. નરનારાયણ ઠીંગણો ને ભરાવદાર હતો. એના હાથમાં લોહીઆળ ભાલો હતો. ભવાનીપ્રસાદ તેના જમણે પડખે ઊભો હતો. એકવડા બાંધાનો ને ખૂબ ઊંચો હોઇ

તે નરનારાયણથી નાનો જણાતો. લોહીથી રંગાયલાં એનાં અંગોપાંગ આકર્ષક જણાતાં.

રાજવલ્લભ આગળ આવ્યા. મૃત પશુ તરફ ઘડી ભર તે વિષાદભરી નજરે જોઈ રહ્યા. "મહા કાલીનો આશીર્વાદ છે. આજે તમે મારા રાજ્યનું કલંક ધોઈ નાંખ્યું છે. તમારા બેમાંથી કોણે આનો વધ કર્યો તે કહો."

માયા ચંદ્રાને લઇ ત્યાં આવી ઊભી.

"અમે બન્નેએ મળી તેને માર્યો" ભવાનીપ્રસાદે ઉત્તર વાળ્યો, "પરંતુ મારું જીવન નરનારાયણની સમયસૂચકતાને જ આભારી છે. એટલે આપની ઇચ્છા અમારે શિરસાવંદ્ય છે."

રાજવલ્લભને એ કોયડો ઊકેલવો ભારે પડયો. કોઈ કોઇનાથી જાય તેમ નહોતું, કોને પસંદ કરવો ને કોને ઊવેખવો?

રાજગોર પશુપતિ તરફ રાજવલ્લભે નજર કરી. "કહો કૃપાનિધાન, હું શું કરું?"

"આપનાં પૌત્રીને જ પસંદગી કરી લેવા દો." રાજગુરુએ રદિયો આપ્યો.

રાજવલ્લભે ચંદ્રા સામું જોયું. શરમથી તેનું મસ્તક નીચું નમ્યું. તેનામાં પસંદગી કરવાની શક્તિ નહોતી.

"મારી દીકરીમાં સીતા કે સાવિત્રી જેવું જવાહર જણાતું નથી. એ વર પસંદ કરતાં શરમાય છે. આપ કાંઈ બીજો ઉકેલ કાઢો." રાજવલ્લભે રસ્તો કાઢવા માંગ્યો. રાજગુરુએ ઘડી ભર વિચાર કર્યો. "પુરાણકથા મુજબ સત્યભામાએ નારદજીને શ્રીકૃષ્ણ ભેટ આપ્યા હતા." વિચાર કરી તે બોલ્યા, "શ્રીકૃષ્ણને લઈ નારદજી વિદાય થતા હતા, ત્યાં બીજી કૃષ્ણપત્નીઓ વિલાપ કરવા લાગી. એટલે શ્રીકૃષ્ણને બદલે એટલું સોનું લેવા મુનિવર કબૂલ થયા હતા. આપ પણ

એ જ પંથે પરવરો. રાજકન્યા બન્નેને પરણી શકે નહિ. એકને ચંદ્રા ને બીજાને ચંદ્રાની સુવર્ણપ્રતિમા આપો."

"ભલે" રાજવલ્લભ બોલ્યા, "પરંતુ ચંદ્રા મેળવનારને બીજું કશું જ મળશે નહિ."

"આપની પૌત્રી મને આપશો તો હું મારી જાતને ભાગ્યશાળી માનીશ." ભવાનીપ્રસાદ આગળ આવ્યો.

"તું નાનો છે તેથી, નહિ?" નરનારાયણ હસ્યો.

ચંદ્રા ભવાનીપ્રસાદ સાથે પરણાવવામાં આવી. નરનારાયણને ચંદ્રાની સુવર્ણમૂર્તિ ભેટ મળી. રાજવલ્લભ વાનપ્રસ્થ બની કાશી જઈ રહ્યા.

ભવાનીપ્રસાદનું કુટુંબ અદ્યાપિ ચિરંજીવ છે. નરનારાયણની મિલકત રફે દફે થઈ ગઈ. પેલી સુવર્ણપ્રતિમા અદૃશ્ય થઈ ગઈ. નારાયણે તેને ક્યાં છૂપાવી તે કોઈને ય ખબર પડી નહિ.

મુર્શીદાબાદના જમીનદાર પોતાની માતાના સ્મરણાર્થે ગૌરી કુંડ ખોદાવતા હતા, ત્યારે આ સુવર્ણપ્રતિમા મળી આવેલી; પરંતુ એ કોની મૂર્તિ છે તે કોઈ નક્કી કરી શકેલું નહિ જમીનદાર પાસેથી સરકારે હસ્તગત કરી. અજાણતાં તે હિંદ બહાર વેચાઈ ગઈ, અત્યારે એનો કોઈને પણ ખ્યાલ નથી.

# વિધવા

દુર્ગા વિધવા થઈ. યૌવન તો એ ક્યારનું યે વટાવી ચૂકી હતી, છતાં આ વજ્રપાતથી એ દિંગ્મૂઢ બની ગઈ. એકદમ સમજાય નહિ એવી ભયંકરતા એમાં ભરી હતી.

એના પતિની એ બીજી વારની પત્ની હતી. પહેલી પત્નીનાં છોકરાંથી એનું ઘર ભર્યું ભાદર્યું હતું, છતાં એનું સુદીર્ઘ દંપતી જીવન એણે ગજબ સ્વતંત્રતામાં ગાળ્યું હતું. કદાચ એનો એ કાળ સુખમાં નહિ વીત્યો હોય, પરંતુ એના પતિનો તો એના પ્રત્યે પક્ષપાત હતો જ. એ કોઈની પણ ઓશિયાળી નહોતી. ઊલટું આખું યે કુટુંબ એક દાસની દીનતાથી એની આજ્ઞા ઉઠાવતું. એના નાનકડા રાજ્યમાં એ સરમુખત્યારી ચલાવતી. એના પતિ પણ એની મરજીવિરુદ્ધ કદી પડતા નહિ. બન્નેમાં ઉંમરનું કજોડું હતું, એટલે દુર્ગા પૂરું દંપતીસુખ માણી શકે તેમ નહોતું, એથી એને ઘણું લાગી આવતું. એટલે એ અન્યાયી ને જુલમી બનતી, છતાં એના પતિ એની આડે આવવા જરા ય પ્રયત્ન કરતા નહિ. કોઈ પણ ઉપાયે એ કજોડાનું દુઃખ વિસરી જાય તો એમને સંતોષ હતો.

એમની પુત્રીઓ લગ્ન પછી કદી પિયર આવી નહોતી. પરંતુ એમના પુત્રોને પરણ્યા પછી વધારે પીડા ઊભી થઈ. એમને બિચારાને તો સૂડી વચ્ચે સોપારી હતી. એક બાજુ ઓરમાન માતા ને બીજી બાજુ નવોઢા પત્ની. એમની તો જીભ જ ઊપડતી નહિ. પિતાનો આશ્રય લીધા વિના એમને છૂટકો નહોતો. વહાલી પત્નીને માઠું લગાડવાનું એમના પિતામાં જીગર નહોતું. એટલે દાંત કચકચાવીને પણ એનાં મહેણાં વધાવી લીધે જ છૂટકો હતો. દુર્ગાને સંતાન નહોતું, એ એમને મન મોટી રાહત હતી. વૃદ્ધ પિતા કાંઈ ઝાઝું કાઢવાના નહોતા, પછી તો એમનો વારો આવવાનો જ હતો. ફિકર માત્ર એટલી હતી કે વૃદ્ધ પિતા વસિયતનામું કરી પત્નીને નામે પોતાની મિલકત ચઢાવી દે તો તેમના ભોગ લાગે.

દુર્ગાના પતિની પણ એવી ઇચ્છા તો હતી જ. વડીલોપાર્જિત મિલકત તો તેમનાથી પચાવી શકાય તેમ હતી જ નહિ, પરંતુ એમની થોડીક આપકમાઈ હતી. શહેરમાં એમણે એક મકાન બાંધ્યું હતું. એટલાની દુર્ગા માટે વ્યવસ્થા થાય તો ય ઓછું નહોતું. પરંતુ કિસ્મતનો વાંક કાંઈ અવળો જ વળ્યો હતો. કોઇ પણ પ્રકારની યોજના થાય તે પહેલાં દુર્ગાના વૃદ્ધ પતિના મગજની નસ તૂટી ગઈ. વૃદ્ધ પતિ અણધાર્યા જ પરલોક પરવર્યા.

ઓરમાન દીકરાઓનાં ઉલ્લસિત વદનો જોઈ દુર્ગાને કંપારી છૂટી. પિતાના અવસાનથી પણ એમનાં મુખમંડલ પર વિષાદ છાયા છવાઈ નહોતી, પરંતુ એમની એવી અસ્વાભાવિક વર્તણૂક માટે પોતે જ જવાબદાર હતી, એવું દુર્ગાને એ બદનસીબીમાં પણ સ્વીકારવું પડતું. પરીકથાઓની અપરમા પેઠે એ વર્તી ન હોત તો આ ટાણે એ પુત્રો પણ એના પ્રત્યે આવું દાનવી વર્તન ચલાવત નહિ.

પરંતુ એકલી દુર્ગાનો જ વાંક ન હતો. એના કૌમાર્ય કુંઆરાં હૈયાનાં ઉલ્લાસ ભર્યાં યુવાસ્વપ્નો વિધાતાએ શા માટે વેડફી માર્યાં

હતાં ? સોળ વર્ષની કાચી વયે એનું લગ્ન થયું હતું. વિધવા માતાની એ એકની એક પુત્રી હતી. ઘરડા વરને પરણાવી દઇ એનાં સગાં વહાલાંએ હાથ ધોઇ નાંખ્યા હતા. અંતરપટ દૂર કરવામાં આવ્યો ત્યારે તો એનાં નયનોમાંથી શ્રાવણભાદરવો વરસ્યા હતા. પરંતુ કોઇએ પણ એ મૌક્તિકબિંદુઓ વીણી લેવાની પરવા કરી નહોતી. માંદગીનો ઢોંગ કરી એ ચોરીમાંથી માંડ માંડ નાસી છૂટી હતી.

એની વેડફાઇ ગયેલી જીવનવાટિકાનો કોઈના પર પણ રોષ ઊતરવો જોઇએ ને! એનાં પતિનાં સંતાનોને એ ભાર વેઠવો પડયો. સ્ત્રીના કડવાશ ભર્યા હૈયામાં જમા થયેલો તુચ્છકાર ઝીલવાનું એમને માથે આવ્યું. દુર્ગાનું એમણે કશું જ બગાડયું નહોતું, પરંતુ એ જોવા કોણ નવરું હતું. દુનિયામાં એવો સારાસારનો વિચાર કરે છે પણ કોણ ? પાડાને વાંકે પખાલીને ડામ દેવાનું તો દુનિયામાં હંમેશાં ચાલતું આવ્યું છે.

શોકનો ગાળો જેમ તેમ પૂરો થયો. દુર્ગા એના ખંડમાં જમીન પર જ પડી રહેતી. ચોવીસ કલાકમાં એ શું ખાતી કે પીતી એની પણ કોઈ ભાળ કાઢતું નહિ. ત્યાં ભેગાં થયેલાં બીજાં બધાં તો મિષ્ટાન્ન ઉડાવતાં. એમાંની એક પણ વાની દુર્ગાને ખપની નહોતી. આમ એ શોકનો ગાળો કહેવાય, પરંતુ વૃદ્ધમરણું તો લગ્ન જેવું લેખાય. એટલે આનંદોત્સવનો સુમાર નહોતો.

તમામ ક્રિયાઓ પતી ગઇ. પૂર બહારમાં જ્ઞાતિભોજનો પિરસાયાં. પૈસાની ખોટ નહોતી. મરનારનું નામ પણ ગામમાં મશહૂર હતું.

બીજે પ્રભાતે મોટી વહુ દુર્ગાની ડહેલીએ આવી. "ઊઠયાં છો કે, બા!" તે બહારથી જ બોલી.

આટલા દિવસ કોઇ પણ પુત્રવધૂએ આમ પૂછવાની હિંમત કરી નહોતી. હવે એ કોઈની પણ "બા" રહેવા પામી નહોતી. દુર્ગાને એની પડી પણ નહોતી. બીજાનાં બાળકોની 'બા' બનવાના એને કોડ પણ નહોતા.

"હા બેન, હું ઊઠી છું." તેણે ધીમેથી ઉત્તર દીધો.

"તમે થોડા દિવસ પિયર હવાફેર કરી આવો તો સારું એમ એ કહેતા હતા," બહારથી જ પુત્રવધૂએ શરૂઆત કરી, "સ્થળાંતર કરવાથી તમને જરા ઠીક પડશે. અમે પણ થોડા દિવસ બહારગામ જવાનો વિચાર કરીએ છીએ."

દુર્ગાના પિયરમાં નજીકનું સગું કોઈ જ નહોતું. એને દૂરના પિતરાઇ ભાઇ હતા. પરંતુ એમને ત્યાં એનું સ્વાગત થશે એવી દુર્ગાને આશા પણ નહોતી. છતાં દેખાવ કર્યા વિના તો છૂટકો નહોતો. "હા, હું જેમ બને તેમ જલદી જવાની જ તજવીજમાં છું" તેને કહ્યા વિના ચાલ્યું નહિ, "તમારે યાદ દેવાની જરૂર નથી."

સ્ત્રીહૃદય ભાંગી જાય પણ વળે નહિ. પુત્રવધૂ મોં મરડી વિદાય થઈ. દુર્ગાને હવે ગયા વગર સિદ્ધિ નહોતી. તેણે ગાડાનો બંદોબસ્ત કર્યો. પોતાનો સરસામાન બાંધવા માંડ્યો. કદી પણ પાછા વળવાની તો આશા જ નહોતી. જેટલી ચીજો એ પોતાની ગણતી હોય એ તમામની તેને વ્યવસ્થા કરવાની હતી. ન લઈ જવાય એ કોઇને સોંપવું જોઇએ. નહિ તો એ ફરી એને હાથ ચડવાનો સંભવ જ નહોતો.

પરંતુ શું એનું હતું ને શું એનું નહોતું એ ભેદ કોણ પાડી શકે? હિંદુ વિધવા પહેરે એ વસ્ત્રો ને અલંકારો એની મિલકત લેખાય. એની પાસે વસ્ત્રોની તો ખોટ નહોતી. એના પતિએ કોઈ પણ ચીજ લાવવાની એને કદી ના પાડી નહોતી. પરંતુ એ વસ્ત્રો હવે એને શા કામનાં હતાં? એને પુત્રી નહોતી કે એનાં વસ્ત્રો પહેરી શકે. એને પુત્ર નહોતો કે પરણીને કોઈ પ્રમદા ઘેર આણે.

ઓરમાન પુત્રવધૂઓને પોતાનાં વહાલસોયાં વસ્ત્રો આપવા કરતાં તો એમાં દેવતા મૂકવાનું એ પસંદ કરતી.

છતાં ય એણે વસ્ત્રો સાથે લેવાનું ઠરાવ્યું. ગમે ત્યાં એ રહેશે તો ત્યાંના વનિતાવૃંદને એ વસ્ત્રો વહેંચવા ચાલશે. વસ્ત્રોથી પણ એ કોઈની અમીદૃષ્ટિ કેળવી શકશે. એણે મન મનાવ્યું. અલંકારો ને જવાહર તો એણે જીવનમાં ઘણાં પહેર્યાં હતાં, પરંતુ એ પર હવે એનો હક્ક દાવો ખરો? નવાં ઘરેણાં ઘડાવવાને બદલે એના ત્રેવડવાળા પતિએ પોતાની પ્રથમ પત્નીના તમામ અલંકારો પોતાની બીજી પત્નીને સુપ્રત કર્યા હતા. એણે આમ ઘણું બચાવ્યું હતું. એના પુત્રોએ વાંધો પણ ખૂબ લીધો હતો, પરંતુ એમનું કશું જ ચાલ્યું નહોતું. એમની પત્નીઓ પણ બળી મરતી. દુર્ગા એ અલંકારો પહેરતી એ તેમનાથી જોયું જતું નહિ, પરંતુ એ પતિ આગળ ફરિયાદ કરે એટલું જ. એમના પતિઓ એમને એવી ઈર્ષા ન કરવા ન કહે તો બીજું શું કરે? "તમારે તમારા અલંકારો ક્યાં ઓછા છે?" તે વિરોધ કરતા, "એ નહિ હોય ત્યારે બધું તમારું જ છે ને?"

પરંતુ એ તો રહી જ. ઘરેણાં લઈ એ રવાના થઈ જાય તે ત્રણે ય પુત્રવધુઓને પરવડે તેમ નહોતું. મોટી વહુએ એક વાર સાસુજીને ચણો ચાંપી જોયો હતો. "ઘરેણાં મળશે તો મને એકલીને ઓછાં મળવાનાં છે?" તેણે દેરાણીઓને જણાવી દીધું. "હું એકલી શું કામ ભૂંડી થાઉં?"

એટલે આ વેળા બીજીએ બીડું ઝડપ્યું. "કેમ, તૈયાર થઈ ગયાં?" સાસુજીના ખંડમાં સીધો પ્રવેશ કરી તેણે લાગલો જ પ્રશ્ન કર્યો.

"બને એટલી ઝડપથી તૈયારી કરી લીધી છે. એકલે હાથે કેટલું થાય, બેન." દુર્ગા રોષ દબાવતી બોલી.

પરંતુ એના રોષની હવે કોઇને પડી નહોતી. "ઘરેણાં સાથે

લઈ જવાની એમણે ના કહી છે" તે મૂળ મુદ્દા પર આવી, "રસ્તા સલામત નહિ. વળી તમારે એકલાં જવાનું."

દુર્ગાને આ જ ભીતિ હતી. એના ઓરમાન પુત્રોએ એને ખાલી હાથે જ તગડી મૂકવાનો ત્રાગડો રચ્યો હતો. પિયરથી તો એ નામનાં ઘરેણાં જ લાવી હતી. દેખાવે એ સોહામણી હતી, એટલે લગ્ન વખતે એના વૃદ્ધ પતિએ ઝાઝી પંચાત કરી નહોતી. સુવર્ણાલંકારો પાછળ નાણાં વેડફી મારવાનો અન્ય કોઈને વિચાર પણ આવ્યો નહોતો. અત્યાર સુધી એની પાસે ઘરેણાંનો પાર નહોતો. એના પતિએ એ વાતમાં જરા ય દિલ ચોર્યું નહોતું. પરંતુ એને માટે જો કોઈ ઘરેણું ઘડાવેલું હોત તો કોઈની યે તાકાત નહોતી કે એને હાથ લગાડે. પરંતુ એક રીતે આ તો એની પ્રથમ પત્નીની મિલકત લેખાય. દુર્ગાનો એના પર શો હક્ક? એ પરાણે હાથ કરવા માગે તો અપમાનિત થવું પડે. એવી જીદ કરવામાં શો સાર?

પેટીમાંથી ઘરેણાંની પેટી બહાર કાઢી એણે જમીન પર ફેંકી, "લઈ જાઓ. તમારે જોઇએ તે મારે ન જોઇએ," તે બોલી, "મારા જીવનનો શૃંગાર ગયો પછી આ સૌભાગ્ય ચિહ્નોને હું શું કરું?"

એની પુત્રવધૂને તો એટલું જ જોઇતું હતું. પેટી ઉપાડી એણે ચાલતી જ પકડી, એના આનંદનો પાર નહોતો. ઘરેણાં મળશે એવો એમને બિલકુલ ખ્યાલ નહોતો. ત્રણે ય પુત્રવધુઓ લૂંટ વહેંચી લેવામાં પડી. એમના પતિ પણ એ મનગમતા કાર્યમાં સામેલ થયા. દુર્ગાએ ગૃહત્યાગ કર્યો. એનાં ઓરમાન સંતાનોને એની વિદાયની ખબર પણ પડી નહિ.

દુર્ગા લાંબે ગાળે એના કાકાને ઘેર આવી. પરણ્યા પછી પિયર મોકલવાનો એના પતિએ કદી પણ વિચાર કર્યો નહોતો.

એના ઘરની ધમાલ પણ એટલી રહેતી કે અવારનવાર કાકાને ઘેર જવાની એને ફુરસદ મળતી નહિ. એના બાપ તો હયાત જ નહોતા. એટલે દુર્ગાને ય પિયર આવવાનું ઝાઝું દિલ થતું નહિ. એની માતા જ ઓશિયાળું જીવન ગાળતી હતી. કેટલી યે ભાંજગડ પછી એકાદ વાર તે પિયર ગઈ હશે, એના મોટા ભાઈના લગ્ન પ્રસંગે જ. એનો ભપકો જોઈ ત્યારે એનાં પિયરિયાંની આંખમાં ઝેર આવેલું તે એને બરાબર યાદ હતું.

પરંતુ ત્યારે એની માતા ને માતામહી જીવતાં હતાં. આજે એ છેક જ અજાણ્યા પગથારે ચઢતી હતી. મોટી ભાભીને એણે કન્યાસ્વરૂપે જોઈ હતી. બીજી ભાભીને તો એ જોયે પણ ઓળખતી નહોતી. એક સાત સંતાનોની ને બીજી પાંચની માતા હતી, એટલે દુર્ગાને પોતાના સ્વાગતનો ખ્યાલ નહોતો. અત્યાર સુધી દુર્ગા વાંઝિયાપણાથી કંટાળતી, પરંતુ પોતાની નિઃસંતાન દશા માટે આજે એણે પ્રભુનો પા'ડ માન્યો. નબાપાં બાળકોને એ શી રીતે ઉછેરત ? કદાચ બાલક હોત તો એને કાઢી મૂકતાં પણ કોઈનો જીવ ન ચાલત !

પિયરમાં દુર્ગાનો સત્કાર તો થયો જ. દરેકે જાણે કલ્પાંત કર્યું. પાડોશની સ્ત્રીઓએ પણ ટોળે વળી સમભાવ દાખવ્યો. બાલકો પણ ચોમેર વીંટાઈ વળ્યાં. એમ એક કલાક વહી ગયો.

પછી પાડોશીઓ વિખરાયાં. બાલકો રમતમાં પડ્યાં. દુર્ગાનો સામાન ઓરડામાં મૂકવામાં આવ્યો. એ પણ અંદર જઈ બેઠી. જુદો ખંડ મેળવવાની તો એની આશા નહોતી. એની માતા પણ ઓરડામાં જ પડી રહેતી, પરંતુ એની માતામહીનો ખંડ એ વાપરી શકતી. ઓરડો વિશાળ હતો. એક ખૂણામાં લાકડાનો પલંગ પણ પડેલો હતો. બીજા ખંડો કરતાં હવા ઉજાસ પણ ખોટો નહોતો. છતાં ઓરડામાં પડી રહેવામાં દુર્ગાને હિણપત લાગી. એની મોટી

ભાભીને એણે સોનાનાં સાંકળાં પહેરાવ્યાં હતાં. એના બીજા ભાઈના લગ્ન વખતે એણે સો રૂપિયા ચાંલ્લો કર્યો હતો. દાદી-માના અવસાન સમયે તેણે પચાસ રૂપિયા મોકલી આપ્યા હતા. એ બધાંની જરા તો કદર બુઝાવી ઘટતી હતી. પરંતુ વૃદ્ધ સિંહને તો દેડકો પણ સતાવે. આજે એની કમનસીબી હતી. આજે કોઇને એની સગવડ સાચવવાની પડી નહોતી.

ઘેરથી એ ખાઇને જ નીકળી હતી એટલે ખાવાની એને પંચાત નહોતી. રાત્રે થોડુંક વાળુ કરી એ નિદ્રાના કરુણાભર્યા અંકમાં સહજ જંપી ગઈ.

પરંતુ બીજી સવારે એની કમનસીબી બમણા વેગે ઉપસ્થિત થઈ. આટલાં વર્ષો એણે હકુમત ભોગવી હતી. નોકરોને ડારતી, નવવધુઓ પર રાજ્ય ચલાવતી. જાતે એણે જરા ય હાડકું વાળ્યું નહોતું. હવે એને પોતાનું કામ તો કરી લેવાનું હતું, એટલું જ નહિ પણ બીજું ઘરકામ પણ ઉપાડી લેવાનું હતું. હવે દરેક એની મદદની આશા રાખે એમ હતું.

વિધવા માટેનાં કામ પણ ક્યાં ઓછાં હોય છે? તળાવેથી પાણી આણતાં જ એ મરવા પડે તેમ હતું. પોતાનો ખંડ ધોતાં ધોતાં જ એ બેસી ગઈ. એને એવા નજીવા કામમાં પણ શ્વાસ ચડી ગયો. "કામ કર્યું નથી ને બેન, એટલે જરા વસમું લાગે. ધીમે ધીમે ટેવાઈ જવાશે." એની નાની ભાભીએ જરા હસીને ટકોર કરી.

આ કામ કરતાં–ટેવાતાં સુધી તો એનો ઘડોલાડવો થઈ જશે એવો દુર્ગાને ભય લાગ્યો. એનાં અંગેઅંગ દુખવા લાગ્યાં. આખા દિવસના કામ પછી એને કળતર થવા માંડયું. શહેરમાં એની એક ફોઈ હતી. એ પણ વિધવા હતી. છતાં પોતાના ઘરની એ માલિક હતી. કમનસીબ ભત્રીજીને એ આશ્રય આપે તો દુર્ગાને

વેરામ જડે. પોતાની સ્થિતિનું કરુણ બ્યાન કરતો એક પત્ર દુર્ગાએ લખી નાંખ્યો.

ફોઈબાએ આમંત્રણ મોકલ્યું, પરંતુ ગાડીભાડાના પૈસા મોકલ્યા નહિ. દુર્ગાને નાણાંની જરૂર હશે એવું કદાચ તેની સમજમાં નહિ આવ્યું હોય. દુર્ગા શ્રીમંતપત્ની હતી એ કોઇથી પણ અજાણ્યું નહોતું. દુર્ગા પાસે ફક્ત થોડાક રૂપિયા હતા. એમાંથી થોડા ખરચવા તેણે ઈરાદો રાખ્યો. એના ભાઇના સાળાએ એને સંગાથ કરી આપ્યો.

"ભલે" એની ભાભીઓને તો વાંધો જ નહોતો, "થોડા દેવસ જઈ આવો. સ્થળાંતરથી તમને જરૂર ફાયદો થશે. નવે સ્થળે ફરીને બેસતાં સમય લાગે જ."

દુર્ગા ત્રીજા વર્ગના ડબામાં ચડી બેઠી ફોઇબાનો જમાઈ એને લેવા સ્ટેશને આવ્યો હતો. ફોઈબાનો એ ઘરજમાઈ હતો. એની પત્ની કદીક એને ઉધડો લેતી તો એ સાસુજીનું શરણુ શોધતો.

"હું તો તમને બીજા વર્ગમાં શોધતો હતો," દુર્ગા ઊતરી કે એની નજીક દોડી ગયો, "તમે આમ સ્ત્રીઓના ડબ્બામાં બેઠાં હશો એની મને ખબર નહિ!"

"એ દિવસો ગયા, ભાઈ!" એની જડતા પર દુર્ગાને કંટાળો આવ્યો.

"ગાડી લાવું?" પેલાએ ફરીથી અક્કલનું પ્રદર્શન કર્યું.

"ભલે." દુર્ગાએ ટૂંકામાં જ પતવ્યું.

પહેલાં એક વાર દુર્ગા મુંબાઈ આવી હતી. આજે તો એ બહુ વર્ષોની વાત થઈ. આજે એણે બીજી વાર મુંબાઈમાં પગ મૂક્યો. કેવી જાદુભરી નગરી! છતાં આજે એ કેટલી બધી પલટાઈ ગઇ હતી! દુર્ગાને કશું જ પરિચિત ન લાગ્યું. વિશાળ

નગરનાં દૃશ્યો પર એ બેબાકળી નજર નાખી રહી. ઘડીભર પોતાની કમનસીબી પણ વીસરી ગઇ.

ફોઇબાએ એને ભાવથી બોલાવી. એની કમનસીબી પર એમણે આંસુ ન સાર્યાં. દુર્ગાએ પણ એ બદલ મનમાં જ એમનો આભાર માન્યો. એમનું મકાન વિશાળ હતું. પાણીની પણ સારી છૂટ હતી. ખાવાપીવાની કમીના નહોતી. એના થાકેલા દેહને ને કંટાળેલા મગજને જરા વિશ્રાંતિ મળી. એ સ્નાન કરતી. એને પોતાનાં કપડાં જ ધોવાનાં હતાં. ફોઈબા હજી જાતે જ રસોઈ બનાવતાં. દુર્ગાએ ઠીક ઠીક નાસ્તો લઈ એક લાંબી ઊંઘ ખેંચી કાઢી. સાંજે પણ એણે પેટ ભરીને ખાધું.

આમ થોડા દિવસો પસાર થઇ ગયા. આખા શહેરમાં તે ઘૂમી વળી. એક પણ દેવસ્થાન કે જોવા લાયક જગા બાકી ન રહી.

"તમે ક્યાં સુધી રહેવાનાં છો ?" એની ફોઇની પુત્રી લક્ષ્મીએ એક દિવસ અચાનક પ્રશ્ન કર્યો.

"હજી મેં કાંઈ નક્કી કર્યું નથી." દુર્ગાએ જરા ખમચાઇને ઉત્તર દીધો.

લક્ષ્મી એને કાંઇક કહેવા જતી હતી, પણ તે આગળ ન બોલી. હવે દુર્ગાને અકળામણ થવા લાગી. આવો પ્રશ્ન શાથી ? આટલો જલદી ? એનાં ફોઈબાએ કાંઈ કહ્યું હશે ? રાત્રે આ વિચારમાં દુર્ગાને ઊંઘ પણ ન આવી. સવાર થતાં જ તેણે એક સુંદર સાડી કાઢી. એમાં સોનેરી બુટ્ટા હતા. તે લઈ દુર્ગા લક્ષ્મીના ખંડમા ગઈ.

લક્ષ્મી હમણાં જ ઊઠી હતી. બાલકને સારવાના મહત્-કાર્યમાં તે રોકાઇ હતી. એની મોટી પુત્રી તો એને છાંયે પણ

આવતી નહિ. પોતાની દાદીમાને પડખે જ તે રહેતી. પુત્ર હજી માતા વિના નભાવી શકે તેમ ન હતું. બિચારું એ દુઃખી બાલક એની માતાને કદી જંપીને સૂવા દેતું જ નહિ.

સાડી પર નજર પડતાં જ લક્ષ્મી થંભી ગઇ. "આ કોની સાડી છે, બેન ?" તેણે પૂછ્યું, "કેટલી સુંદર છે ?"

"મારી છે" દુર્ગાએ ઉત્તર દીધો, "મેં તે એક જ વાર પહેરી છે. તને ઠીક શોભશે એમ મને લાગ્યું, તેથી હું અહીં લઈ આવી. વાંધો ન હોય તો–"

"મને શાનો વાંધો હોય ?" લક્ષ્મી વચમાં જ બોલી ઊઠી, "તમે મારાં બેન છો. તમારાં લૂગડાં પહેરવામાં મને શો વાંધો ?" દુર્ગાના હાથમાંથી લક્ષ્મીએ એ સાડી લગભગ ઝૂંટવી જ લીધી. પછી દુર્ગાએ બાલકને રમાડવા પ્રયત્ન કર્યો. તાજો જ માર ખાધેલો હોવાથી એના મિજાજનું ઠેકાણું નહોતું. "એને અડશો નહિ" એની માતાએ ફરમાવ્યું, "એ તો છે જ એવો. તમારી પાસે તો ઘણી સાડીઓ હશે, નહિ બેન ?"

"અમે રહ્યાં ગામડાનાં. અમે સુંદર સાડીઓ ક્યાંથી મેળવી શકીએ ?" દુર્ગાએ સંકોચ અનુભવ્યો. "છતાં છે થોડી ઘણી"

"ભલે" લક્ષ્મીએ વાત વાળી લીધી, "બપોરે હું જાતે જ એ જોવા આવીશ. મને સાડીઓ બહુ જ ગમે છે. પરંતુ મારા કિસ્મતમાં જ સાડી નથી. મને ખાવાનું મળે છે એટલું જ નસીબ માનો ને. લગ્ન વખતે મને થોડી સાડીઓ અપાવેલી. બસ પછી કોઇએ સાડી લીધી જ નથી."

દુર્ગાને પેટી ખોલવાનું બિલકુલ દિલ નહોતું. પોતાની ગરીબાઈ બીજાને બતાવી શો લાભ ? છતાં સહુ એને ખૂબ જ શ્રીમંત માનતાં. ભલે તેઓ એમ માન્યાં કરે. વાગતું વાગતું માંડવે આવશે ત્યારે સૌ જાણશે.

પરંતુ લક્ષ્મી તો બપોરે આવી જ ઊભી. એનું બાલક જંપી ગયું હતું. એને બીજું કશું જ કામ નહોતું. દુર્ગા જરા આડી થઈ હતી તે બેઠી થઈ.

"તમે શું કામ ઊઠો છો?" લક્ષ્મીએ વિવેક કર્યો, "મને કુંચીઓ આપો ને. હું મારી મેળે જોઇ લઈશ." દુર્ગા પોતાની કુંચીઓ કોઇને સોંપવા તૈયાર નહોતી. જાતે ઊઠી એણે પેટી ઉઘાડી. એક પછી એક પોતાની બધી સાડીઓ બહાર કાઢી. નિઃસંતાન સ્ત્રી પેઠે એણે પોતાનાં વસ્ત્રો ખૂબ જ સંભાળથી રાખ્યાં હતાં. વિવિધ રંગવાળી ને વિધવિધ પ્રકારની અનેક સાડીઓ પેટીમાં હતી. તે બનારસ, ઢાકા વિગેરે જાણીતી જગાઓની બનાવેલી હતી. લક્ષ્મીનાં નયનો તૃષ્ણાથી ચમકી રહ્યાં.

"આ બધી સાડીઓ તમે કોને આપવાનાં છો?" તેણે ઓચિંતો પ્રશ્ન કર્યો "તમારે સંતાન તો છે નહિ. તમારા ઓરમાન દીકરાની પત્નીઓને તમે આ આપવા માગો છો?"

"એમને આપવાનું કારણ?" દુર્ગાએ સામો પ્રશ્ન કર્યો, "મારે ને એમને શું? એમણે મારી પ્રત્યે શું સારું વર્તન રાખ્યું છે. મારી કમનસીબી પ્રત્યે એમણે શું દિલસોજી દાખવી છે?"

દુર્ગાની પુત્રવધુઓને તો આ સાડીઓ મળવાની નહોતી, એ વાત સ્પષ્ટ થઈ. પરંતુ એ સાડીઓ કોને મળશે એ સ્પષ્ટ નહોતું, એટલે લક્ષ્મીએ ઘડી મૌન પકડયું.

"તમારા અલંકારો ક્યાં?" થોડી વારે તેણે બીજો પ્રશ્ન કર્યો, "પેલી સાત સેરની હીરાકંઠી, પેલાં કંકણ—ભાઈના લગ્નમાં તમે પહેરી લાવ્યાં હતાં એ. હજી હું એ ભૂલી નથી. એ કેવાં મનોરમ હતાં?"

દુર્ગા જૂઠું બોલી વાત ઉડાવી શકી હોત, પરંતુ એના દિલે બેઠો બળવો જગાવ્યો. જૂઠું બોલી દુનિયાને ઠગવાથી શો લાભ?

એ ગરીબ બાઈ હતી. લોકો એની ગરીબાઈ જાણે તેમાં શું? "એ અલંકારો હવે મારી પાસે નથી" તેણે ઉત્તર દીધો, "એમના હકદાર માલિકોએ એ પડાવી લીધાં છે."

લક્ષ્મીના ડોળા જાણે નિરાશામાં બહાર નીકળી પડયા. "ઓ બાપ" તે ચકિત થઇ ગઇ, "તમારાં ઘરેણાં પણ એ લોકોએ છિનવી લીધાં?"

દુર્ગાને નાસી જવાનું મન થયું. આવી વાતોથી એના દિલમાં ભડકા ઊઠતા પરંતુ ઉત્તર દીધા વિના એને છૂટકો નહોતો. "એ ઘરેણાં મારી શોકયનાં હતાં. એટલે એનાં છોકરાં પોતાનો હક શું કામ છોડી દે?"

"તમારા પતિએ તમારે માટે શું કરાવ્યું હતું?" લક્ષ્મીએ સીધો જ સવાલ કર્યો, "એણે તમને ભિખારી બનાવી મૂકયાં?"

એવામાં ફોઇબા ત્યાં આવી ચડયાં. લક્ષ્મીનો પ્રશ્ન એમને કાને પડયો હતો. "તને કશું જ નથી આપ્યું?" તેમનાથી બોલ્યા વિના ન રહેવાયું, "ઓ રામ, એ બુઢ્ઢાએ તને પરણીને ઠગી. હવે તારું થશે શું?"

દુર્ગા નીચું જોઈ રહી. મોઢેથી એક શબ્દ પણ તેણે ઉચ્ચાર્યો નહિ. એવામાં લક્ષ્મીનો પતિ ત્યાં આવી ચડયો. "તમે લહેરથી ગપાટા મારો છો ને આ બાલક ભૂખે મરી જાય છે." તેણે પોતાની પત્નીને ઠપકો દેવા માંડયો.

"મારીશું હવે ગપાટા" લક્ષ્મી સળગી ઊઠી, "તમે મને કહેનાર કોણ? મને કોઈ ખવરાવતું નથી તે મારા પર હુકમ કરે. તમારાથી બાલક ન સંભાળાય તો એને શયનખંડમાં નાખી મૂકો."

એના પતિએ સાસુજી સામું જોયું. "જુઓને બા," એનાં વચનોમાં ફરિયાદનો રણકાર હતો. "હમેશાં એ અવળું જ બોલે છે."

પરંતુ સાસુજી એની વહારે ધાયાં નહિ. "તારો જ બધો વાંક છે, બેટા. મારી દીકરી બિચારી જરા જંપવા માગતી હતી. ત્યાં તમે આ તોફાની બારકસને લઈ ફૂટી નીકળ્યા. આખરે એ પણ માણસ છે માણસ." સાસુજી ખંડ બહાર વિદાય થયાં. લક્ષ્મી તેમની પાછળ ગઈ, એનો પતિ બાલકને ઊંચકી આગળ જ રવાના થયો હતો.

દુર્ગાએ સાડીઓ પેટીમાં ખડકી. હવે એ તેના મનથી છેક જ ઊતરી ગઈ. લક્ષ્મીને સાડી આપવા ગઈ એ પણ એની એક કમનસીબ ઘડી હતી.

એ રાત્રે એના ખોરાકમાં ફેર પડ્યો. આજે એને દૂધ મળ્યું નહિ. બીજે દિવસે દુર્ગા સ્નાન કરી રહી કે એનાં ફોઈ એના ખંડમાં આવ્યાં. "તારાને આજે ઠીક નથી" તે બોલ્યાં, "તું જરા રસોડું સંભાળજે, હો."

દુર્ગા રસોડામાં ગઈ. એનું વદન લેવાઈ ગયું. એણે રસોઈ તો બનાવી પણ એને ખાવામાં રસ પડ્યો નહિ. "કેમ ખાતી નથી?" ફોઈબાએ પ્રશ્ન કર્યો, "આપણે તો એક ટાણું કરવાનું."

"કાંઈ ફિકર નહિ" દુર્ગાએ ઉત્તર દીધો, "મને જરા ઠીક નથી."

"વિધવાની તબિયતની કોઈ પીડા કરતું નથી" તેનાં ફોઈએ આગળ ચલાવ્યું. "પરંતુ જેટલા દિવસ જીવીએ એટલા દિવસ પેટનું ભાડું ચૂકવ્યા વિના કાંઈ છૂટકો? તારાથી બહુ કામ થતું નથી ને તારા પતિએ પૂંજી મૂકી નથી. એ સ્થિતિમાં તારું શું થશે એ મને સમજાતું નથી."

"હું જીવીશ તો ગમે તેમ નભાવી લઈશ." દુર્ગા બોલી, "ઘણાં ય મહેનત કરી પેટિયું કાઢે છે. હું પણ એવું કાંઈક કરીશ."

"ખરી વાત છે" ફોઈબાએ હાજીયો ભણ્યો, "ઘણાં ય પેટિયું કાઢે છે. આપણી તારા જ જુઓ ને. આખો દિવસ તે મારું વૈતરું કૂટે છે. બાકી એને દુ:ખ પણ શું છે?"

એ રાત્રે દુર્ગાને ફરી નિદ્રા ન આવી. એણે વિચારો કર્યા જ કર્યા. આળસુ જીવન માટે એટલી બધી લુબ્ધા શા માટે? એક દ્વારથી બીજે દ્વાર ધક્કા ખાવાથી શો લાભ? પણ એ શું કરે? એ કશું જ શીખી નહોતી. તેને તો માત્ર બીજા પર રોફ મારતાં આવડતું. રસોઈ પકાવે તો? બનારસમાં જિંદગી કાઢે તો? ઘણી યે વિધવાઓ ત્યાં આશ્રય મેળવતી હતી. પોતાનાં એરીંગ વગેરે વેચી દે તો કાશીનું ભાડું તો નીકળી આવે. લક્ષ્મીનો પતિ એને સ્ટેશને પહોંચાડી આવશે.

બીજી સવારે પણ ફોઈબાએ એને માટે નવું કામ કાઢ્યું જ હતું. "તારા આજે બહુ કામમાં છે." તે બોલ્યાં, "આજે દેવપૂજામાં તમે બેસો તો શું ખોટું?"

"કાંઇ વાંધો નહિ" દુર્ગા બોલી, "એક બે દિવસ હું સંભાળીશ. પછી શું? હું ક્યાં રોજ અહીં રહેવાની છું?"

"શા માટે ન રહો?" જરા છેડાઇ ફોઈબાએ પ્રશ્ન કર્યો, "ગમે ત્યાં દિવસો કાઢ્યા વિના હવે છૂટકો છે? બીજે રહેવું એના કરતાં અહીં શું ખોટું છે?"

"મારો વિચાર તો બનારસ જવાનો છે." દુર્ગાએ પોતાનો નિર્ણય જણાવ્યો.

"એ બહુ સુંદર સ્થળ નથી" વૃદ્ધા બોલી, "અનેક મનુષ્યો વચ્ચે જીવન વીતાવવું પડે. કેટલાયના ઠેલા ખાવા પડે. ત્યાંની

વૃદ્ધાઓ ભયંકર હોય છે. એમની વચ્ચે રહેવું એના કરતાં તો મંજૂરી કરી દહાડા કાઢવા સારા."

દુર્ગા પૂજાની ઓરડીમાં ગઈ. "ઓ પ્રભુ! મને સાચો રાહ બતાવો" તેણે પ્રાર્થના કરી, "તમારી પૃથ્વી પર મારે માટે સ્થાન ન હોય તો મને અહીંથી ઊપાડી લો!" દેવપ્રતિમા પત્થરશી જડ રહી. દુર્ગા પૂજા કરી બહાર આવી.

એકાદશીને દિવસે વિધવાએ નિર્જળા રહેવાનું હોય છે. પાણીનું ટીપું પણ પીવાનું નહિ. દુર્ગાની ફોઈ ને તારા જમીન પર આળોટતાં હતાં. દુર્ગા પણ જરા આડી પડી હતી. "તારાથી ન બને તો જરા ગંગાજળ પીજે!" તે બોલ્યાં.

"તમે પીઓ તો હું પીઉ" દુર્ગા બોલી.

"ના, બા! અમારાથી એ ન બને," તેની ફોઈએ પોતાનો મત આપ્યો, "અમને પાતક લાગે."

દુર્ગાને હસવું આવ્યું. મૃત પતિને પીડા થાય. જીવતા પતિની પીડાની તો કોઇને પડી નહોતી. એમનો જીવંત દેહ એટએટલું સહન કરી રહ્યો હતો છતાં કોઈને ચિંતા નહોતી. સ્વર્ગસ્થ માટે આટલી બધી કાળજી?

એમ દિવસો વીતવા લાગ્યા. એની અગવડો પણ વધતી ગઈ. એક દિવસ તારા માંદી પડતી. બીજે દિવસે એની માસી એને બોલાવી લેતી. દુર્ગાના ભાઇઓએ એને તાકીદે ઘેર બોલાવી હતી. એક ભાભી પિયર જવાની હતી ને બીજીની તબિયત ઠીક નહોતી. ઘરની સંભાળ રાખનાર કોઈ નહોતું. દુર્ગાએ ઘેર આવી બધું સંભાળી લેવાની જરૂર હતી.

લક્ષ્મીને રોજ નવી સાડી જોઈતી. એણે દુર્ગાને રીતસર લૂંટવા જ માંડી હતી. દુર્ગાની ફોઇને સંધીવા થયો હતો. એને

ચાલુ માવજતની જરૂર પડતી. દુર્ગાનું જીવન કૂતરાના જીવન જેવું બનતું જતું હતું.

ફરી એક વાર એકાદશી આવી. ફોઈબા એમના ખંડમાં પડ્યાં પડ્યાં સીસકારા લેતાં હતાં. તારા નહાવા ગઈ હતી. નાહીને તે રસોડામાં પેસવા ગઈ કે ઊંડી પડી. "જુઓ, જુઓ. તમારી ભત્રીજી શું કરે છે?" તે ગાજી ઊઠી.

ફોઇબા અકળાઇને ઊભાં થયાં "શું કરે છે તે?" તેમણે પૂછ્યું.

"રસોડામાં બેઠી છે. નિરાંતે આરોગે છે."

"ઓ રામ, તું શું કહે છે?" ફોઇબાએ ત્રાડ નાંખી. અજબ ચપળતાથી તે ઊભાં થયાં. રસોડામાં જઇ દુર્ગાને એક લાત ચડાવી દીધી. "દુષ્ટા! આ શું કરે છે? અમારું બધાંનું નામ બોળ્યું?"

દુર્ગાએ શાંતિથી આરોગ્યા જ કર્યું. "મારી કોઇને પડી નથી. હું શું કામ બધાની પીડા કરું?"

"તને ફાવે તેમ કર" ફોઇબા તડૂક્યાં, "પણ મારે ઘેર નહિ."

દુર્ગા ઊભી થઈ. આરામથી એણે જમી લીધું હતું. "હા. હું જાઉં છું જ" તે બોલી, "મારે જીવવા માટે મહેનત કરવાની જ છે. મહેનત માટે મારે ખાવું જ જોઇએ. આળસુ પડી રહેવા કોઇએ નાણાં મૂક્યાં હોત તો હું એને માટે ઉપવાસ કરત."

ઊભી થઈ એ પોતાના ખંડ તરફ વળી. સરસામાન સમેટી પોતાને માર્ગે પડી.

# મૂરખ

પ્રભુ કૃપાથી રમેશ શ્રીમંત હતો, પરંતુ તે નસીબદાર નહોતો. યમરાજ એના ઘરની નિયમિત મુલાકાત લેતા. દરેક વર્ષે રમેશનું એકાદ સગુંવહાલું તો ઝડપાતું જ. રમેશના જન્મ સાથે જ એની માતા દેવલોક પામી હતી. વિધવા ફોઈની સહાયથી એના પિતા માતાવિહોણા એ બાલકને ઊછેરતા હતા, ત્યાં ઓચિંતું એમને યમરાજનું તેડું આવ્યું. બાલકને પાંચ વર્ષનો મૂકી એ વિદાય થયા. ત્યારથી રમેશ પોતાનું કહી શકે એવું કોઈ રહ્યું નહિ. રહ્યાં માત્ર એનાં ફોઈબા. પરંતુ એ ફોઈબાને એક અણધાર્યા ખૂણામાંથી કુમક મળી ગઈ. એમનો ઓરમાન પુત્ર જસુ એમની પડખે આવી રહ્યો.

જસુ અત્યાર સુધી જાણી જોઈને એની અપર માથી દૂર રહ્યો હતો. એ ગરીબ હતી. એના આશ્રયે જ જીવવા માગે તેવી હતી. એનાથી ના પડાય તેમ નહોતું, એટલે એ જાણીબુજીને દૂર શાન્ત ઊભો રહ્યો હતો. પરંતુ એક શ્રીમંત અનાથ બાલકની એ વાલી બની છે એવું એણે જાણ્યું એટલે એ દૂર શાન્ત ઊભો રહી શક્યો નહિ. તરત જ એની કુમકે દોડી આવ્યો.

પરંતુ તરત જ એની આંખ ઊઘડી ગઇ. એણે ધાર્યું હતું એવું ત્યાં સહેલું કામ નહોતું. રમેશ હોશિયાર કે બુદ્ધિશાળી નહોતો, છતાં ફોઇબામાં એને સંપૂર્ણ વિશ્વાસ હતો. એમના વચને એ મરી ફીટવા તૈયાર હતો. જસુની ઓરમાન માતાને પણ એના ઓરમાન દીકરા વિષે ચેતવવા જેવું રહ્યું નહોતું. એની યાદશક્તિ એટલી બધી કમી થઇ ગઈ નહોતી. દીકરાનું આજ સુધીનું વર્તન એ બિલકુલ ભૂલી નહોતી.

છતાં જસુ એમ આશા છોડી દે એવો મૂર્ખ નહોતો. એની ઓરમાન માતા કાંઈ ઝાઝું કાઢે તેવી નહોતી. રમેશને આ દુનિયામાં નજીકનું બીજું કોઈ સગું નહોતું, એટલે જસુની આશા સદાને માટે અધૂરી રહી જાય તેમ નહોતું. જસુ જરા વહેલો પરણેલો હતો, પરંતુ એની પત્ની રાધા એના પિતાને ત્યાં જ રહેતી. એની માતાની તે લાડકવાયી હોઇ એની માતાએ એને બગાડી મૂકી હતી. પિયરિયાંને છોડી એ સાસરે આવવા જ ખુશી નહોતી. જસુ એકલો હતો ત્યારે પત્નીને ઘેર આણવા એણે એક બે વાર પ્રયત્ન કરેલા, પરંતુ પોતાની માતાની સાથે રહેવા આવ્યા પછી તો એ વાત પણ વણસી ગઈ. માન ન સચવાય એવી જગાએ દીકરીને મોકલવા એની સાસુ તૈયાર નહોતી. જસુ પણ વધારે દબાણ કરી શકે તેમ નહોતો. એની ઓરમાન માતાનો એને પણ વિશ્વાસ પડતો નહોતો. એની પત્ની આવે તે એની માતાને ન ગમે ને અવગણનાથી એની પત્ની છેક જ રીસાઇ જાય, એવો પાકો સંભવ હતો. જસુને જગતમાં એની ઓરમાન માતાનો જ ભારે ડર હતો.

રાધા સાસરે આવતી નહિ. પણ જસુને અવારનવાર સાસુજીનું તેડું આવતું જ. કોઈ કોઇ વાર એ જતો. ઘણી વાર તો એ જવાનો વિચાર જ માંડી વાળતો. વળી એની પાસે ખર્ચવાને જોઇએ તેટલા પૈસા પણ નહોતા. વળી રમેશથી બહુ વખત સુધી દૂર રહેવામાં એને લાભ પણ નહોતો. જસુ તે સારી રીતે

સમજતો. એની માતા રમેશને એનાથી ચેતાવી દે તેવો પણ પાકો સંભવ હતો. અત્યાર સુધી એને પડખે રહી જસુએ રમેશ પર થોડો કાબૂ જમાવ્યો હતો. રમેશ અવાર નવાર જસુને પૈસા પણ લાવી આપતો. રોજ ત્રણ ચાર કલાક જસુ રમેશને ભણાવવાના બહાના નીચે પોતાની પડખે રાખતો. હવે જસુએ રમેશને હાર્મોનિયમ ખરીદવા ચડાવ્યો હતો. દુકાનદારે જસુને પચાસ ટકા કમીશન આપવા ઠરાવ્યું હતું. બીજો કોઈ આથી વધારે રકમ આપે તેમ નહોતો.

રમેશનું મકાન શહેરબહાર પરામાં હતું. આજુબાજુ બધી વસ્તી ગરીબ હતી. ત્રણ ચાર ઈંટેલ જૂની ઢબનાં ઘર હતાં. ચોમેર ખુલ્લાં ખેતરો હતાં. દિવસે પણ ત્યાં શિયાળવાં રડતાં સંભળાતાં.

એમના વતનમાં તેમને ઘર તથા જમીનો હતી, પરંતુ ત્યાં કોઇની તબિયત સારી રહેતી નહિ. ફોઈ કે ભત્રીજો કોઇ વતનમાં રહેતું નહિ. જમીનો બધી સાંથે આપી દીધી હતી. ફોઈબા બે વાર વતન જઈ ઊઘરાણી લઇ આવતાં. જસુએ એ કામ ઊપાડી લેવા જણાવ્યું, પરંતુ ફોઈબાએ એની વાત કાને ધરી જ નહિ.

**વર્ષો** વીતતાં રમેશે યુવાનીમાં પ્રવેશ કર્યો. "હવે હું વૃદ્ધ થઈ છું. ઝાઝું ટકું તેમ નથી" એની ફોઇએ એક દિવસ વાત વાતમાં કહ્યું, "કોઇ લાયક કન્યા મળી જાય તો લગ્ન કરી નાખું એટલે નિરાંત."

રમેશ ને જસુ જમી પરવાર્યા હતા. રમેશને લગ્નની વાતથી આનંદ થયો, પરંતુ તેણે સંકોચ અનુભવ્યો. તે નીચું જોઈ ગયો. "અત્યારથી લગ્નની શી ઉતાવળ છે?" જસુ બોલ્યો, "હજી સોળ વર્ષ તો પૂરાં થયાં નથી. વળી એના અભ્યાસનું પણ ક્યાં ઠેકાણું છે?"

"એવી બધી પંચાતમાં પડવાની કાંઈ જ જરૂર નથી" તેની માતા બોલી, "એ નાનો છે તો આપણે નાની વહુ શોધીશું. ભણવામાં તો હવે કદી ભલીવાર આવવાનો નથી. ભણ્યામાં સાર પણ શો છે? લોકો પૈસા કમાવા ભણે છે. પૈસા તો એની પાસે ઘણા ય છે. એને કમાવા જવાની જરૂર જ નથી. ઊલટું ઘણા ય દળદરીઓને પોષવાની એનામાં તાકાત છે."

આડકતરા ઈસારાથી જસુને રોષ તો ઘણો ય ચડ્યો, પણ તેને શાન્ત રહ્યા સિવાય છૂટકો નહોતો. છતાં એને ચિંતા તો પેઠી જ. રમેશને પરણાવવાનું જ વૃદ્ધા ધારી બેઠી હોય તો એણે પણ કાંઇ યોજના ઘડી કાઢવી જ જોઇએ. વૃદ્ધા એ મૂર્ખની મિલકત પર નજર રાખતી. નાગણની પેઠે એને સાચવતી. તેમાં વળી વહુ આવે તો નાણાં સાચવનાર બીજી એક નાગણ વધે. બન્નેની તકેદારીમાં જસુનું કાંઇ જ વળે નહિ. એટલે પોતાના વળની કોઈ છોકરી સાથે જ રમેશને પરણાવી દેવો ઘટે.

થોડા દિવસ પછી જસુ એની માતા પાસે ગયો. એના હાથમાં એક પત્ર હતો. "જરા ફુરસદ છે," તેણે પૂછ્યું, "મારે થોડી વાત કરવી હતી."

એની અપર માએ કામમાંથી ઊંચું જોયું, "આ કામ પૂરું કરવાનું છે. તારે જે કહેવું હોય તે કહી નાખ ને."

"તમે રમેશના લગ્નની વાત કરતાં હતાં ને." જસુ પોતાની વાત પર આવ્યો, "એક સારા ઘરની વાત આવી છે. તમે સંમત થતાં હો તો પ્રયત્ન કરીએ."

એની માતાને એ વાતમાં જરા ય રસ પડ્યો નહિ. "કોની છોકરી છે?" તેણે ઉપલક જ પૂછ્યું, "એ લોકો ક્યાંનાં છે?"

"બહુ દૂરનાં નથી," જસુએ ઉત્તર દીધો, "મારી પત્નીની એ સગી છે. એની પિતરાઈ બેન થાય. છોકરી દેખાવડી છે ને રમેશને દરેક રીતે લાયક છે. ઉંમર પણ બહુ નથી. છતાં ઘણી ચાલાક છે. ઘરનું બધું કામ સંભાળી લે તેવી છે."

આ વર્ણનની ડોસી પર ઝાઝી અસર થતી જણાઈ નહિ. "પણ એના બાપ શું કરે છે?" તેણે મુદ્દાનો સવાલ પૂછ્યો, "પૈસે ટકે ઘર સુખી છે ને?"

આ ઠંડા આવકારથી જસુ જરા અકળાયો. "એના બાપ તો મરી ગયા છે" તેને ખુલાસો કરવો પડયો, "એ બાલિકા તો અનાથ છે. મારાં સાસુજીએ જ એને આજ સુધી ઉછેરી મોટી કરી છે. પૈસાની આપણને પરવા નથી. રમેશને પૈસાની ખોટ નથી. એને કયાં સસરાના પૈસાથી તાગડધિન્ના કરવા છે?"

"પણ મારે ભિખારીની કન્યા નથી જોઈતી" તેની માતાએ ફેંસલો આપ્યો, "મારે મારા છોકરાને અનાથ બાલિકા સાથે નથી પરણાવવો. એનાં પોતાનાં માબાપ નથી. એની સંભાળ રાખે એવું સાસરામાં તો કોઈ જોઇએ ને. સંસારમાં એકલે હાથે માર્ગ કરવાની એનામાં શક્તિ નથી. હું કંઈ એને ને એની મિલકતને સંભાળવા રોજ જીવવાની નથી."

જસુનું મોં પડી ગયું. તે વિદાય થયો. આ ચોકઠું તે બેસાડી શક્યો હોત તો એનો માર્ગ સરલ થઈ જાત. એને સાસરે પણ એનું માન વધત. છોકરી તો જિંદગી ભર એની ઓશિયાળી જ રહેત. એ નાની હતી, તેમ એનામાં ઝાઝી બુદ્ધિ પણ નહોતી. એટલે જસુ બન્નેને પોતાના હાથમાં રમાડી શકત. પરંતુ એની માતાની વાતથી એ નિરુત્સાહી બન્યો. ધારેલું ચોકઠું બેસવાની એને આશા રહી નહિ.

પરંતુ જસુ એમ વાત મૂકી દે તેવો નહોતો. રોજ રોજ તે નવી નવી કન્યાઓની વાતો લાવતો. એની માતાને પરાણે ચર્ચા કરવા ફરજ પાડતો. રમેશ સાથે પણ એ વાત છેડ્યા સિવાય રહ્યો નહિ. પરંતુ રમેશમાં તો પોતાનો સ્વાર્થ સમજવાની પણ શક્તિ નહોતી. એટલે એની મારફતે ધાર્યું કામ પૂરું પાડવાની આશા નિષ્ફલ હતી.

એક સવારે ભત્રીજાનો ખંડ સાફ કરતાં કરતાં રમેશની પથારી નીચેથી રમેશનાં ફોઇને બે ચાર છબીઓ જડી. દેખાવડી કન્યાઓની એ છબીઓ હતી.

જસુ બહાર ગયો હતો. વૃદ્ધાએ રમેશને હાક મારી. "આ બધું શું છે?" રમેશ આવ્યો કે તેણે એને ઉધડો જ લીધો.

"મને શી ખબર?" રમેશે રઘવાયા બની ઉત્તર દીધો.

"તને ખબર નથી, એટલે?" તેની ફોઇ બોલી, "તું ન જાણે તો કોણ જાણે?" એમનો સ્વર જરા કઠોર બન્યો, "તારા ઓશિકા નીચેથી તો નીકળી."

"જસુભાઈ લાવ્યા હતા. એમણે મને આપી હતી. સર્વમાં કોણ સુંદર છે એવો તેમને મારો અભિપ્રાય જોઇતો હતો."

ફોઈબાએ હસવું દાબી રાખ્યું. છબીઓ પર નજર ફેરવી. "આપનો અભિપ્રાય શો થયો?" જરા ટોળમાં જ રમેશને પ્રશ્ન કર્યો.

રમેશ માથું ધૂણાવી બહાર દોડી ગયો. એનાં ફોઈ બધી છબીઓ પોતાના ખંડમાં લઈ ગયાં. જસુ રમેશનું ચોકઠું બેસાડે એ વાત વૃદ્ધાને પાલવતી નહોતી. પોતે નિરાધાર વૃદ્ધા હોવાથી એ કાર્ય તેના એકલે હાથે બને તેમ નહોતું. એને મદદ કરે તેવું પણ કોઈ નહોતું. એટલે યોગ્ય લાગે તો આ

ચારમાંથી એક પસંદ કરવા તેણે નિર્ણય કર્યો. એક એને સંપૂર્ણ સંતોષ આપે એવી તો નીવડવાની જ નહોતી, એની એને ખાતરી હતી. પરંતુ કન્યા તંદુરસ્ત હોય ને કુટુંબ સારું હોય તો તેવી સ્વીકારવા એ તૈયાર હતાં. બીજી બાબતો તો રમેશના કિસ્મત પર છોડવાની હતી. એ છબીઓની પાછળ જ છોકરીઓનાં નામ તથા સરનામાં લખેલાં હતાં. એટલે પોતાની એક બેનપણી મારફતે તપાસ ચલાવવાનો ફોઇબાએ નિશ્ચય કર્યો.

બપોરે જમી છબીઓ લઇ પોતાની બેનપણીને ત્યાં ઊપડી. ચંદ્રા પણ વિધવા હતી. તેણે ફોઇબાનું સ્વાગત કર્યું. તેણે બધી છબીઓ જોઈ. "તારા ભત્રીજા માટે વહુ જોઇતી હોય," તેણે ધીમેથી વાત છેડી, "તો આ તારી બેનપણીનું જ કામ કરને. પરાયાંનું શું કામ છે?"

રમેશની ફોઇને સહજ આશ્ચર્ય થયું. "તારે વળી છોકરી ક્યાં છે?" તેણે પ્રશ્ન કર્યો.

"મારે દીકરી નથી તેથી શું થયું?" ચંદ્રા ટપલી મારતાં બોલી, "અમારા કુટુંબમાં કોઈ છોકરી જ નહિ હોય? મારી ભાણી સુશીલાને ભૂલી ગઇ?"

"તારી ભાણીને તો હું ઓળખું છું. નાનપણમાં એને જોયેલી. બાળક તરીકે તો એ દેખાવડી પણ હતી. અત્યારે મોટી પણ થઈ હશે, પણ મારા રમેશે ઝાઝો અભ્યાસ નથી કર્યો, હો."

"તેથી શું થયું?" ચંદ્રા બોલી, "એ ભણ્યો નહિ હોય પણ કુટુંબનું પાલન કરવાની સંપત્તિ તો એની પાસે છે ને. બધું યે જોઇએ તેવું ક્યાં મળે છે? આપણે આપણી ઊણપો ક્યાં નથી જાણતાં? મારી બેન પણ બિચારી વિધવા થઈ છે. એટલે પહેરામણી આપવાની એની શક્તિ યે નથી."

રમેશનાં ફોઇ ઘડી ભર શાન્ત રહ્યાં. "મારા દીકરાને માથે કોઈ નહિ" તે બોલ્યાં, "મા બાપ વગરની દીકરીઓનાં જ બધાં માગાં આવે છે. પણ બીજાં કરતાં આ ઠીક છે. તમે માથે છો ને. તમે મારા દીકરાની સંભાળ રાખજો. પણ છોકરી કયાં છે? એ નાનું બાળ હતી ત્યારે જોયેલી. ફરી એક વાર જોઇ લેવી તો જોઇએ જ."

"અહીં શહેરમાં જ છે. જ્યારે ઇચ્છા હશે ત્યારે બોલાવીશું," ચંદ્રાએ તોડ કાઢયો, "એમ કરો. આવતે રવિવારે તમે મારે ત્યાં જમવાનું રાખો. રમેશને લેતાં આવજો. હું પણ મારી બેનને સુશીલાને લઈ આવવા કહાવીશ."

"સરસ" રમેશની ફોઇને એ વાત બરાબર ગમી ગઈ, "હું પણ જરા વહેલી આવીશ." તે વિદાય થઈ.

રમેશનું ભાગ્ય ખુલ્યું. પહેલી જ વાર એણે જીવતી જાગતી કન્યા જોઈ. આજ સુધી એણે છબીઓ જ જોયા કરી હતી. જસુમાં એની માતા જેટલું ડહાપણ નહોતું. આમાં પણ એણે ખરી છક્કડ ખાધી. રમેશ છોકરીને જોતાં જ ઘેલો બન્યો. સુશીલા સોહામણી પણ હતી. એનાં નયનોમાં અજબ શ્રદ્ધાનો વાસ હતો.

રમેશની ફોઇને પણ કન્યા ગમી ગઇ. "જરા મોટી, નહિ?" તેણે બોલવા ખાતર કહ્યું, "આથી જરા નાની હોત તો રમેશને ઠીક પડત." "તમારું કહેવું ખરું છે" ચંદ્રાએ વાત મેળવી, "પણ એવી નજીવી બાબતમાં અમારું માગું પાછું ન ઠેલશો. છોકરી બહુ સારી છે. તમારે ઘેર આવશે ત્યારે એના ગુણની ખબર પડશે. વળી છેક નાની કન્યા શા કામની? તમે કેટલાં વર્ષ અવેરશો? મારી સુશીલા તો તમારું અર્ધું કામ ઉપાડી લેશે. એને બધું કામ આવડે છે. તમારે નજર સુદ્ધાં નહિ કરવી પડે."

છેવટે સાટું નક્કી થયું. રમેશના આનંદની તો અવધિ જ નહોતી.

વાત સાંભળતાં જ જસુના રોષનો પાર રહ્યો નહિ. ખૂબ જ ધૂંધવાતો એ માતા પાસે દોડયો. "આ અનાથ બાળકી કેમ પસંદ આવી? મારી વાત શી ખોટી હતી? મેં વાત ગોઠવી એટલે તમે નકારી, નહિ?"

વૃદ્ધા જસુની અકળામણ સમજી ગઇ હતી. તેને સીધે સીધું સુણાવી દેવાનું દિલ થયું, પણ દિલની વાત પર તેણે અંકુશ મૂકયો. "મને ઠીક લાગ્યું તેથી આ માગું સ્વીકાર્યું. એ અનાથ છે પણ છેક નાનપણથી હું તેને ઓળખું છું. વળી છોકરીનો સ્વભાવ પણ મને બહુ પસંદ છે."

જસુને ઘણું યે કહેવાનું હતું, પરંતુ હવે એના બકવાદનો અર્થ નહોતો. થયું ન થયું થનાર નહોતું. લગ્ન અટકાવવાની એની તાકાત નહોતી. બીજી મુશ્કેલી ઊભી કરવાનો પણ માર્ગ નહોતો. પહેરામણીનો પ્રશ્ન નહોતો. પૈસા તકરાર કરાવે, પણ અહીં એને સ્થાન નહોતું. કન્યાનાં માબાપ કરિયાવર કરે ન કરે તેની કોઇને પડી નહોતી. જસુની માતા પોતાના વેવાઈશાળને બરાબર પિછાનતી હતી, એટલે એમને લગતાં જુઠાણાં ઉડાવવાથી કશી જ અસર થાય તેમ નહોતું. એના મગજમાં અનેક યોજનાઓ ઊભી થઈ ને શમી ગઈ. બધી યે વાતો નકામી હતી. લગ્નનો દિવસ પણ આવી પહોંચ્યો.

લગ્ન ઉપર જસુની માતાએ રાધાને તેડાવી. બિમારીનું બહાનું કાઢી એ ન આવી. વૃદ્ધાએ એ વાત જ ફરી છેડી નહિ. જસુની ગત એ જાણી ચૂકી હતી. રાધાની રઢ પાલવે તેમ નહોતી.

વિના વિઘ્ને લગ્ન પતી ગયું. ઝાઝો ઢંઢેરો કરવામાં નહોતો આવ્યો. બન્ને પક્ષે હળી મળી દંપતીને આશીર્વાદ આપ્યા. કન્યા

વળાવતી વખતે કન્યાની માએ જસુને દંપતીની ભાળ રાખવા કહ્યું, પરંતુ એના દિલની વાત કોણ જાણતું હતું ?

સુશીલાએ નવા ઘરમાં પ્રવેશ કર્યો. રમેશની માતાએ આખું ઘર સમરાવ્યું હતું. લગ્ન માટે નવાં રંગરોગાન પણ કરાવ્યાં હતાં. આખું ઘર નવા જેવું લાગતું હતું. મહેમાનોએ પણ સારી હાજરી આપી હતી.

વરકન્યાને પોંખી લેવામાં આવ્યાં. બેન્ડના સુમધુર સરોદોએ નવદંપતીના આગમનની જાહેરાત કરી.

રમેશની ફોઇએ કન્યાને ઘરેણાંની પેટી ભેટ આપી. એક પછી એક બધા જ અલંકારો સુશીલાને પહેરાવ્યા.

મહેમાનોએ કન્યાનો શૃંગાર હર્ષથી વધાવી લીધો. ઓછામાં ઓછાં દશ હજારનાં ઘરેણાં હશે. છોકરી કેટલી ભાગ્યશાળી ? દરેકને મોઢે એ વાત રમી રહી. બાપને ઘેરથી આવી એના કરતાં એનું રૂપ જ પલટાઈ ગયું.

જસુ તો રોષથી ધૂંધવાતો પોતાના ખંડમાં જ ભરાઈ પેઠો. આ ઘરેણાં ક્યાંથી આવ્યાં તેની એની ખબર હતી. રમેશના પિતાએ એક પાડોશીને ગીરોથી નાણાં ધીર્યાં હતાં. દર વર્ષે વ્યાજ ઉમેરાતું જતું. એમ ને એમ ચાલ્યું હોત તો એક બે વર્ષમાં એ ઘર રમેશને પચત. પરંતુ મૂર્ખ વૃદ્ધાએ વ્યાજ જવા દઇ ઘર જતું કર્યું હતું.

જસુ તો ખૂબ જ વિરુદ્ધ હતો. પરંતુ એની માતાએ એનો અભિપ્રાય જ લક્ષમાં લીધો નહિ. એને પૂછ્યા વિના જ બધું પતાવી નાંખ્યું, નહિ તો ઘરેણાંના પૈસા ક્યાંથી આવત ? કોઇએ પોતાનો જન્મસિદ્ધ હક્ક લૂંટી લીધો હોય એટલું બધું જસુને લાગી આવ્યું. કન્યાને ભેટ આપવા એ હલકી બંગડીઓ લાવ્યો હતો.

રોષમાં ને રોષમાં એ પણ એણે પેટીમાં છૂપાવી દીધી. ભેટ આપવાનો વિચાર જ માંડી વાળ્યો.

મહેમાનો વિખરાયા. જસુ પોતાની માતા પાસે ગયો. "વ્યાજ જતું કરી તમે લાભ ઉઠાવ્યોં છે એમ માનતાં હશો, પણ એવું કરવાની શી જરૂર હતી?"

"બિચારા ગરીબ બ્રાહ્મણનું ઘર પડાવી લીધાથી મારું સારું થાત? વળી મારે ઘરેણાં માટે નાણાંની જરૂર હતી. મારી વહુ આવે ને ઘરેણાં ન હોય? એટલી બધી નાલેશી દેખાડવાનું શું કામ?"

"પણ એટલી બધી ઉતાવળ શી હતી?" જસુ ગાજ્યો, "થોડાં વર્ષ વાટ જોઇ હોત તો શું ખાટું મોળું થઇ જાત. રમેશ તો મૂર્ખ છે, પરંતુ તમારે તો એનું ભલું તાકવું જોઇએ."

"મને ઠીક લાગે છે એમ કરું છું" એની માતા છેડાઈ, "તારે બહુ પંચાત કરવાની જરૂર નથી." તે બોલી, "માથે પળિયાં આવ્યાં. હવે તો મને સારાનરસાની ખબર પડતી હશે ને." તે વિદાય થઇ. જસુનો ઉત્તર સાંભળવાની પણ એને ધીરજ નહોતી.

જસુને પરિસ્થિતિની ગંભીરતા સમજાઈ. વેળાસર નહિ ચેતે તો એને ઘર છોડવાનો સમય જલદી આવશે. ખાઇ પીને પડી રહેવા તે અહીં નહોતો આવ્યો. વતનમાં પડી રહીને પણ તેને એટલું તો મળી શકે તેમ હતું. વતન ને પત્નીને છોડી તે ઓરમાન માનાં મહેણાં ટુણાં સાંભળતો હતો, તે પોતાનું ભવિષ્ય સુધારવા માટે. એ આશા નિષ્ફલ જવાની હોય તો ત્યાં પડી રહે શો ફાયદો? પરંતુ હવે તેનું ભાવિ શ્યામ બનતું હતું. પહેલાં પોતાની સાવકી મા સામે બાથ ભીડવાની હતી. હવે રમેશની પત્ની ને તેના પિયરિયાં વચ્ચે આવી પડયાં હતાં. વળી વૃદ્ધા એ છોકરી માટે પાણીની મિસાલ પૈસો ખર્ચે જતી હતી. દશ હજારનાં ઘરેણાં

ઉપરાંત એના માટે નવાં વસ્ત્રોનો પણ સુમાર નહોતો. કોઈ વાતની ઊણપ ન રહી જાય, એની રમેશની ફોઈ તકેદારી રાખતી. જસુને મન આ બધી પૈસાની બરબાદી હતી. રમેશના પૈસામાં ભાગ પડાવવા જસુએ યોજના ઘડી હતી, પરંતુ કન્યાના અલંકારો ને વસ્ત્રો પર તેનાથી તરાપ મરાય તેમ નહોતું.

અણીની પળે વૃદ્ધાએ રમેશને પરણાવી દીધો. પછી એની તબિયત લથડવા લાગી. જસુ જરા વધારે આશાવંત બન્યો, છતાં એની માતા એના માથાની થશે એવો એને કાયમ ડર રહેતો. વતનની મિલકત ડોસીએ વેચવા માંડી ત્યારે તો એ ઘણો જ હતાશ બની ગયો. ગામડામાંથી ધન ખેંચી આણી એ શહેરમાં રમેશની વહુને નામે મકાન બાંધવા માગતી હતી.

એવામાં દિવાળી આવી પહોંચી. રમેશની ફોઇએ નવદંપતીનું દિવાળી–આણું ધામધૂમથી ઉજવવા ધાર્યું. જસુને આ નાહકની ધમાલ જરાય પાલવી નહિ. એણે વાંધો પણ ઉઠાવ્યો. "દિવાળીનું આણું, તેમાં આટલી બધી ધમાલ શી? સગાંવહાલાંને તેડાવી ખોટું ખર્ચ કરવાની શી જરૂર? રમેશના લગ્ન પછી તો ઊલટી વધારે ત્રેવડ રાખવી જોઇએ."

"ચાર સગાં આવીને જમે એમાં શું મોટું ખર્ચ થઈ જવાનું છે?" વૃદ્ધાએ પોતાની જીદ છોડી નહિ, "મારો દીકરો એમ ભિખારી નહિ થઇ જાય. લગ્ન પછી પહેલું આણું છે. ભલે છોકરાં લહેર કરતાં."

૬

રાધાને ફરી નિમંત્રણ મોકલવામાં આવ્યું. આ વેળા એને આમંત્રણ સ્વીકાર્યા વિના છૂટકો થયો નહિ. વારે વારે ના પાડે તો

દુનિયામાં તેનું ખોટું દેખાય. દિવાળી પહેલાં તે આવી ગઈ. નવી વહુ ને તેના વસ્ત્રાલંકારો વિષે એણે ઊડતી વાતો સાંભળી હતી. એટલે દેખાવ પૂરતાં પણ એને ઠીક ઠીક ઘરેણાં માગી આણવાં પડ્યાં.

જસુ અત્યાર સુધી એકલો જ રહેતો હતો. એનો ખંડ જરા નાનો હતો, એ વાત એના લક્ષ બહાર હતી. પરંતુ એની પત્નીની નજરે એ દેખીતો ભેદભાવ ચડ્યા સિવાય રહ્યો નહિ. "જિંદગીભર આવી ગુલામી કર્યે શો ફાયદો છે?" તેણે પોતાના પતિને પ્રશ્ન કર્યો, "આ લોકોએ તમને આરામથી રહેવા યોગ્ય ખંડ પણ આપ્યો નથી?"

"આમ અધીરા થવાની જરૂર નથી" તેના પતિએ ઉત્તર દીધો, "આપણે યોગ્ય સમયની વાટ જોવી જોઇએ. આ ઘરમાં બીજા મોટા ખંડ પણ ક્યાં છે? ઘરમાં બે મોટા ખંડ છે. એકમાં માતુશ્રી રહે છે ને બીજો નવવધૂને આપ્યો છે. મારાથી એ ખંડની માગણી શી રીતે થાય?"

"કેવી ભાગ્યશાળી છોકરી છે?" રાધા બોલી, "ઘેર તો ખાવાનું નહોતું ને અહીં જાણે રાજરાણી. જુઓ, મારી દશા કેવી છે? મારે આખું જીવન માબાપને આશરે કાઢવાનું છે."

"જરા રાહ તો જો!" જસુ બોલ્યો.

"ક્યાં સુધી?" રાધાએ કડવાશથી કહ્યું.

"છેક મરતાં સુધી."

"સુશીલાને આ વેળા પણ થોડા અલંકારો ભેટ મળવાના છે. આમ મૂર્ખ બનવા હું શું કામ આવી?"

રાત્રિ પડી. જસુએ પડખું વાળી સૂવાનો ઢોંગ કર્યો. છેક સવાર સુધી એને ઊંઘ ન આવી. એની પત્નીને એ કાંઈ કહી શક્યો નહિ.

દિવાળી વીતી ગઈ. સુશીલાના નવાજૂના વસ્ત્રાલંકારો પર ઘરમાં ને બહાર ખૂબ ચૂંથણાં થયાં. રમેશને પણ મેણાં માર્યા વિના રાધાથી ન રહેવાયું. "વહુને બધુ કરાવ્યું. અમને તો કશું ય ન આપ્યું ને?"

રમેશ એ વાતથી ખૂબ અકળાયો. "મેં એને કશું જ નથી આપ્યું" તે બોલ્યો, "ફોઇબાએ બધું કર્યું છે."

"પૈસા તમારા કે ફોઈબાના?" રાધાએ સામો પ્રશ્ન કર્યો.

રમેશ મૂર્ખ પેઠે એના સામે જોઈ રહ્યો. "ભલે ભલે, મારાથી બનશે તો પ્રયત્ન કરીશ." તે વિદાય થયો.

છેલ્લે દિવસે રમેશ રાધા પાસે આવ્યો. એક સોનાનો અછોડો તેણે રાધાને આપ્યો. "અરે! આ શું?" રાધા આશ્ચર્ય પામી હોય તેમ બોલી, "હું તો સહેજ કહેતી હતી. સહેજ મજાક કરતી હતી."

"મને શી ખબર?" રમેશ બોલ્યો, "મારા મનને કે તમને ખોટું લાગ્યું હશે, એટલે મેં ફોઈબાને વાત કરી. તેમણે આ અછોડો આપ્યો."

"આમ મને શું કામ મૂર્ખ બનાવે છે?" જસુએ રોષ દબાવી તેની પત્નીને બોલાવી લીધી, "આપણે ઘરેણાં વસાવી ન શકીએ પણ આમ કાંઈ ભીખ માગવાની હોય?"

"બહુ સારું." રાધા અકળાઈ, "નબળો ધણી બૈરી પર શૂરો. હું નવવધૂની દાસી હોઉં તેવો દેખાવ કરવો હશે!"

જસુ ગુસ્સામાં ઘર બહાર જતો રહ્યો. આખો દિવસ તે પાછો ફર્યો નહિ. કામસર તે શહેરમાં રહેવાનો હતો. બે ત્રણ દિવસ સુધી તે પાછો વળનાર નહોતો. રાધાના રોષનો પાર રહ્યો નહિ,

પરંતુ એ કોના પર રોષ કાઢે? તેને શાન્ત રહ્યા સિવાય છૂટકો નહોતો. રમેશે એની ભાભીને શાન્ત પાડવા પ્રયત્ન કર્યો, પરંતુ રાધાએ એનું સાંભળ્યું જ નહિ.

લાંબા ઉત્સવ પછી બધાં થાકી ગયાં હતાં. સૌ વેળાસર નિદ્રાધીન થઈ ગયાં, પરંતુ તેઓની શાંતિ લાંબો સમય ટકી નહિ. એકાએક ચીસો ઉપર ચીસો સંભળાવા લાગી. બધાં જાગી ઊઠ્યાં. રમેશના ઘર આગળ માણસોનું એક મોટું ટોળું જમા થઈ ગયું, પરંતુ ચોરો પસાર થઈ ગયા હતા. આખી રાત કોલાહલ ને કકલાણમાં પસાર થઈ. સવારે પોલીસ આવી. જસુ પણ આવી ચડ્યો.

નજર પડતાં જ એની માતાના ક્રોધનો પાર રહ્યો નહિ. "ક્યાં રઝળવા ગયો હતો? રાત્રે પણ ઘેર રહેવાતું નથી. તારું સત્યાનાશ વળી ગયું."

"શું થયું?" જસુની આતુરતાનો પાર નહોતો.

"ચોર આવી તમારી પત્નીનાં બધાં જ ઘરેણાં ચોરી ગયા." એની બા કાંઈ કહે તે પહેલાં જ રમેશે બાફી માર્યું.

જસુ શબ જેવો ફિક્કો પડી ગયો. "એ એકલી ક્યાંથી?" તે બબડ્યો, "તે બા જોડે નહોતી?"

"ના, મને લાગ્યું કે એમને એકલાં નહિ ગમે" રમેશે ખુલાસો કર્યો, "એટલે અમે તમારા ખંડમાં સૂતાં ને ભાભીને અમારા ખંડમાં સુવાડ્યાં."

જસુ આંગણામાં જ ફસડાઈ પડ્યો. રાધાનું આક્રંદ એના મગજને કોરી ખાતું હતું.

થોડી વારે એ ઊઠ્યો. રમેશને બહાર લઈ ગયો. "મારી વહુની એવડી પીડા કરવાનું તને કોણે કહ્યું ?" તેણે કડવાશથી પૂછ્યું, "બાએ ?"

"ના ભાઈ ના," રમેશ મૂર્ખ પેઠે એની સામે જોઈ રહ્યો, "બાએ તો કાંઈ જ કહ્યું નથી. મારી પત્નીએ કહ્યું કે અંદર બહુ મહેમાન છે. ભાભીને ફાવશે નહિ. ભાભીને અમારા ખંડમાં સુવાડવા એણે જ સૂચના કરી."

ખૂની આંખે જસુ એ મૂર્ખ તરફ જોઈ રહ્યો. એણે પોતાના વાળ પીંખ્યા. સહુને મૂર્ખ બનાવવા માગનારને કોણ મૂર્ખ બનાવતું હતું ?

## વા ર સો

**મદનનો** સ્વભાવ મૂળથી જ ગરમ હતો. આજે એના ધૂંધવાટનો પાર નહોતો. ઑફિસમાં પેસતાં જ શ્રીયુત દેસાઈએ કાપકૂપની વાત છેડી હતી.

પછી તો મદનને ડગલે ને પગલે વાંકું પડવા માંડ્યું. વળી ઑફીસની એકેએક વ્યક્તિએ આજ કાપકૂપનો જ વિચાર કરવાનો નિર્ણય કર્યો હતો. બપોરની રજામાં એ સિવાય બીજી એક પણ નવી વાત સાંભળવાની મળી નહિ. ઑફીસમાંથી મોટા ભાગને રજા મળવાની હતી. જે બચી ગયા હતા તેમના પગાર પર મોટો કાપ પડવાનો હતો.

કારકુન માત્રને જેવો તેવો નાસ્તો કરી સવારના નવને ટકોરે ઑફીસમાં હાજર થઈ જવું પડતું. બપોરના દોઢ વાગ્યા સુધી તેઓ પાંચ પાંચ મિનિટે ઘડિયાળ સામું જોયા જ કરતા. ટકોરો થતાં જ દરેક ક્ષુધાશાંતિ–ગૃહ અપનાવતા. કોઈ કોઈ ઘેરથી પણ ખાણું મંગાવતા. જરા તરા તાજા થઈ બધા ફરી કામે લાગતા.

પરંતુ આજે તો કોઈને ખાવાનું પણ ભાન રહ્યું નહિ. શ્રીયુત રમણલાલ દેસાઈ બધાના વડા હોવાથી પોતાનું ગૌરવ જાળવવા

રોજ જરા અતડા રહેતા, પરંતુ આજે તો તેઓ પણ સામાન્ય આપત્તિમાં સહુની ભેગા મળ્યા. પોતાના ખાણામાંથી મગજનો એક કકડો મોંમાં નાંખી બાકીનું બધું જ તેમણે પટાવાળાને આપી દીધું. પછી પાન ચાવતાં ચાવતાં તેમણે વાત છેડી. "શું કરીએ? આપણો જમાનો જ ખરાબ આવ્યો છે. આપણા બાપદાદાઓએ વર્ષોનાં વર્ષો સુધી આ જ ઓફીસમાં વૈતરું કુટેલું પરંતુ એમણે જીવનપર્યંત આવી વાતો કદી યે સાંભળેલી નહિ. આપણું કમભાગ્ય જ આવી કમનસીબીઓ ખેંચી લાવ્યું છે. લડાઇ, મંદી, સત્યાગ્રહ, અસહકાર બધું આપણે જ લલાટે લખાઇ આવ્યું જણાય છે!"

ટાઇપીસ્ટ વિશ્વનાથ જરા રાષ્ટ્રવાદી હતો. તેનાથી શ્રીયુત દેસાઈનાં વેણ સહન ન થયાં. "સાહેબ, આ તો સ્વાર્થની જ વાત થઇ" તે બોલી ઊઠયો, "એમ કહો કે આપણે સારા વખતમાં જન્મ્યા છીએ. કદાચ સ્વતંત્ર ભારતનાં આપણને દર્શન પણ થશે."

"અરે, બળ્યું તારું સ્વતંત્ર ભારત." દેસાઈ સાહેબનો મિજાજ ગયો, "મારી નોકરી ગુમાવી બેસું પછી તારી સ્વતંત્રતાને હું કરું શું? તારા સ્વતંત્ર ભારતમાં ભિખારીના દીકરાને કન્યા કોણ આપશે? પચાસ વર્ષ મોડું હિંદ સ્વતંત્ર થશે તો શું બગડી જશે?"

બિચારા દેસાઇને બહોળું કુટુંબ હતું. એમના બકવાદને કોઇ બહુ વજુદ આપતું નહિ. એમની ટપાટપીમાં વિરામ પૂરો થયો ને સહુ સહુને કામે લાગ્યા.

આ બધો વખત મદન ક્રોધથી ધૂંધવાતો એક ખૂણામાં જ બેસી રહ્યો હતો. એ જરા સુધરેલા વિચાર ધરાવતો. ખાવાનું સાથે લાવવાનું એને પસંદ નહોતું. એની પત્નીએ નાનખટાઇ ને પૂરી બનાવી આપવા કહ્યું હતું, એણે એ વાત જ માની નહોતી.

અવારનવાર ચા પીને તે ચલાવી લેતો. સવારે જમીને જ આવતો. કોઇ વાર ચા પીવા પણ જતો નહિ. એના પિતા શ્રીમંત હતા. પુત્રમાં પણ શ્રીમંતાઈનાં લક્ષણુ ઊતર્યાં હતાં. એનું બાલ્ય ને યુવાની વૈભવમાં વહી ગયાં હતાં. પરંતુ ઓચીંતા એના પિતા દેવલોક પામ્યા ને મદન સંકટોથી ઘેરાઇ ગયો. મદનને વારસામાં કશું જ મળ્યું નહિ. ઊલટું પત્નીનું લફરું એને ક્યારનું ય વળગાડી દેવામાં આવ્યું હતું.

એની પત્ની સુંદર ને કેળવાયલી હતી. પરંતુ એના પિતા ગરીબ હતા. લગ્ન વખતે મદનને સુશીલામાં કાંઈ જ ઊણપ જણાઇ નહોતી. પરંતુ હવે તે જરા કચવાતો. પત્ની આગળ તે એક અક્ષર પણ બોલતો નહિ. એના શ્વસુર શ્રીમંત હોત તો એને કેટલી રાહત રહેત! દીકરીને કે તેના પતિને દુઃખમાં મદદ કરી શકે નહિ એવા બાપે દીકરી પરણાવવી જ જોઇએ નહિ. સુશીલાને એ વાત મદન સાફ શબ્દોમાં કહી શકતો નહિ. મનમાં ને મનમાં જ તે મૂંઝાતો.

એમ દિવસે દિવસે એનો સ્વભાવ ચીડિયો થતો ગયો. સુશીલા એક પળ પણ જંપીને બેસતી નહિ. સુંદરતાની સાથે એનામાં આવડત પણ ઓછી નહોતી. સવારથી સાંજ સુધી તે ગુલામ પેઠે વૈતરું કુટતી. છૂટક કામ કરનારી એક વાર આંટો મારી જતી એટલી જ તેને રાહત. બાકી બચુને રાખવાનું કામ જ એનો ઘણો ખરો વખત લઈ લેતું. મદન પણ સુશીલાનો કાંઈ જ વાંક કાઢી શકે તેમ નહોતો, બલ્કે કોઇ વાર મિજાજ ખોઈ બેસતો તો તેને કપરાં સત્ય સાંભળવા પડતાં. સુશીલા સુંદર હતી, પરંતુ અયોગ્ય વર્તન તે કદીએ સાંખી શકતી નહિ. ભણેલી હોવાથી તે દરેકે દરેક વાતના સચોટ રદીઆ આપી શકતી. મદનને પોતાનો રોષ મનમાં જ ગળી જવો પડતો. ટૂંકા પગારમાં તેઓ માંડમાંડ પૂરું કરતાં; પણ હવે કાપકૂપ! મદનની ધીરજનો અંત જ આવી ગયો.

ઓફીસ બંધ થઈ કે મદન ચાલતો જ નીકળી પડયો. રોજ તે વિશ્વનાથની વાટ જોતો, ટ્રામ સુધી તેની સાથે જતો. આજે તો તેને સમસ્ત મનુષ્ય કોમ પર તિરસ્કાર છૂટયો. આટલા બધા દરિદ્ર જીવો જગતમાં જીવતા જ શું કામ હશે? ઓછી વસ્તી હોત તો આમ ખાવાના વાખા ન પડત. અત્યારે કાપકૂપની કપરી વાતો સાંભળવાની ન હોત. હિંદમાં તો જરૂર વસ્તી વધી પડી હતી. મદનને એકાદ બે લેખો લખી નાખવાની વૃત્તિ થઇ આવી. એના એ જ વિચારમાં તે છેક ઘેર પહોંચ્યો.

પહેલાં તે આખો બ્લોક વાપરતો. હવે તેને એક જ ખંડમાં પતાવી દેવું પડયું હતું. વચ્ચે એક લાકડાનો પડદો ઊભો કરી રસોડાની ગરજ સારવામાં આવી હતી. નાની ગેલેરી તેમનું આરામભુવન હતી. સુશીલા સફાઈ સાચવતી એટલે સંકડાશ ઝાઝી સાલતી નહિ.

અંદર પ્રવેશ કરતાં જ કોટ ખીંટીએ ભેરવી મદન ખાટલામાં પડયો. બચુ હાથ લાંબા કરી દોડતી આવી. તેને પણ તેણે અળગી કરી. એના નિષ્ઠુર વર્તનથી તે બિચારી રડી પડી. સુશીલા અંદર ચા બનાવતી હતી. આજે એનું માથું દુઃખતું હોવાથી તે પણ અકળાયલી હતી. એટલે બચુનું રુદન સાંભળી તે એકદમ ત્યાં દોડી આવી. "શું છે તે?" તે ગાજી, "બિચારીને રડાવો છો શું કામ?"

"જખ મારવા." મદને એટલા જ રોષથી ઉત્તર દીધો.

"એમ કે?" સુશીલા બોલી, "ચાલ બચુ! આપણે અંદર જતાં રહીએ. આપણે ખોટાં વહાલ નથી જોઈતાં. મોટા ભાઈ પાસે ના જઈશ, હોં!"

મદન પલંગમાં બેઠો થઈ ગયો. "દાઝયા પર ડામ. ખાલી પેટ ને વળી ઉપર ધમધમાટ."

"આજ આમ કેમ બોલો છો ?" સુશીલાએ સામો પ્રશ્ન કર્યો.

"પહેલી ચા લાવ ને" મદને રાડ નાખી, "મારે નોકરી શોધવા બહાર જવાનું છે."

"કેમ ? કેમ ?" એક ક્ષણમાં જ સુશીલા ગંભીર બની ગઇ. "તમારી નોકરીનું શું થયું ?" તેણે પૂછ્યું.

"મારી નોકરી !" મદને જવાબ દીધો, "એ લોકો કાપકૂપ કરવાના છે."

સુશીલાનું વદન નિરાશાથી ફિક્કું પડી ગયું. ગરીબાઇ ને બેકારી એ બે હાઉ બૈરાંનું લોહી ચૂસી લેવા બસ છે. "કેમ, નોકરી છૂટી જવાની વાત છે ?" તેણે ગભરાતાં ગભરાતાં પૂછ્યું.

"નોકરી ક્યારે છૂટી જશે તે કેમ કહેવાય ?" મદન બોલ્યો, "બધાંનું થશે એ મારું થશે."

સુશીલા બાલકને બેસાડી ચા લેવા ગઇ. ભવિષ્યની આપત્તિના ખ્યાલે એનું દિલ ધડકી રહ્યું હતું. મદનની નોકરી જાય તો એમનું શું થાય ? અત્યારે જ સુશીલાનો હાથ ભીડમાં રહેતો. પેટ છોકરું પડયું એટલે એ પણ શું કરે ? એ કામમાં રોકાય તો ઘર કોણ સંભાળે ? મદન ઘરમાં શેકયો પાપડ પણ ભાગતો નહિ. હાથે પાણી લેવામાં પણ એને તકલીફ પડતી. એવો નાજુક મનુષ્ય જગતની જંજાળો સામે એકલે હાથે શી રીતે ઝઝુમશે ?

સુશીલા ચાની સાથે નાસ્તો પણ લેતી આવી. મદન જરા શાંત પડ્યો હતો. ચા પી મદન બચુને રમાડવા બેઠો. સુશીલા વાળુની તૈયારી કરવા ગઈ. એને વહેલી રસોઈ પતાવી દેવાનું ગમતું. કોઈ વાર તેઓ ફરવા જતાં. કોઇ વાર સુશીલા પિયર જતી. કોઇ વાર પાડોશણો જોડે ગપ્પાં હાંકતી.

મદન સિગાર સળગાવી આડો પડ્યો. એક ક્ષણમાં જ

તે એઠો થઈ ગયો. એના કાકાને તો તે છેક જ ભૂલી ગયો હતો. શ્રીમંત સસરો ન મળ્યો તો ભલે, પણ આ શ્રીમંત કાકાને કેમ ન રીઝવવા? શ્રીમંતના સહારા વિના દુનિયામાં કંઇ કામ થાય છે? એમની ભાળ મેળવ્યા વિના હવે છૂટકો નહોતો. એમને વિષે મદન અનેક ગામગપાટા સાંભળતો. પરંતુ જાતમાહિતી વિના કશું જ કામનું નહિ. એમના પર વિધાતા આફ્રીન હતી. થોડી જ વ્યક્તિઓ એમની ઉંમરે ભાગ્યશાળી નીવડે છે. આજ સુધી એમની પરવા ન કરવામાં મદને ભારે ભૂલ કરી હતી. શ્રીમંત સગાં જગતમાં વિરલ વસ્તુ છે. એમની રીતભાત ને ધાર્મિક ધૂનની ઝાઝી પંચાતમાં પડવું ન જોઈએ. મદન કેમ પ્રયાસ ન કરે? વખત જતાં પત્થર પણ પીગળે છે. મીઠાં વચન શું નથી કરી શકતાં?

"આને લેજે." બચુને ઊંચકી તે સુશીલા પાસે મૂકી આવ્યો, "હું બહાર જાઉં છું."

"ક્યાં જાઓ છો?" સુશીલાએ બચુને પાસે બોલાવી પૂછ્યું,

"પહેલાં તો જગમોહનને ત્યાં જઈશ." મદને કહ્યું, "પછી બીજે જવાનો પણ વિચાર છે."

"બહુ મોડું ન કરશો હો," સુશીલા જરા છેડાઈ, "મને ઘરમાં સૂનું સૂનું લાગે છે."

"હું બનશે ત્યાં સુધી તો વહેલો આવીશ." એમ કહી મદન બહાર પડ્યો.

**જગમોહન** ગામને બીજે છેડે રહેતો હતો. ચાલી ચાલીને મદનના પગ પણ દુઃખવા આવ્યા. છેવટે તે એક સાંકડી નાળમાં આવી

પહોંચ્યો. શેરીમાં દીવા પણ પ્રગટી ચૂક્યા હતા. જગમોહનને ઓટલે ચઢી તેણે દ્વાર ખખડાવ્યું.

બારણું ઊઘડ્યું કે ધુમાડાનો ગોટો બહાર ધસી આવ્યો. ખરાબ વાસથી મદન અકળાઈ ગયો. "એ કોણે છે?" એક વૃદ્ધા ગંધાતા મસોતાથી હાથ લહોતી બહાર આવી. "ઓહો! મદન, અત્યારે ક્યાંથી? જગુનું કામ છે? એ કયે દિવસે ઘેર હોય છે? પમુને ઘેર પત્તાં ટીચતો બેઠો હશે."

"ઠીક કાકી!" મદને ટૂંકામાં પતાવ્યું: "હું ત્યાંથી શોધી કાઢીશ."

વળી પાછા મદને પગ ઉપાડ્યા. પરમાનંદનું ઘર તો તરત જડી ગયું. બહારના ખંડમાં જ ભારે મેદની જામી હતી. હસાહસથી રસ્તે જનારાઓ પણ ચમકતા. મદને એને પરમાનંદનું ઘર જ માની લીધું. એ કોઈને પણ ઓળખતો નહોતો. "જગુભાઇ છે?" દ્વાર આગળ જઈ મદને નમ્રતાથી પ્રશ્ન કર્યો.

જગમોહન એ ટોળામાં જ હતો. તરત તેણે ઊંચું જોયું. અણધાર્યા મહેમાનના દર્શનથી જગુ ચમક્યો, પરંતુ મદનને ઓળખતાં તેને વાર લાગી નહિ. "ઓહો! મદનરાજ" બેઠો હતો ત્યાંથી કૂદીને જ તેણે બૂમ મારી. "આજ કાંઈ આપની પધરામણી? આગળ કેમ ભાઈ, આ તરફ ક્યાંથી?"

"ગરજે સ્તો." મદને જવાબ વાળ્યો, "પણ તને ફુરસદ હોય તેમ જણાતું નથી."

જગુને ત્યાંથી ઊઠવાનું તો દિલ હતું જ નહિ. પરંતુ મદન ઘણે દિવસે આવ્યો ને એ ઊઠે પણ નહિ એ ઠીક ન લેખાય. "ના ના, ઘણી યે ફુરસદ છે" તે બોલ્યો, "હું દાવ નાંખી ચૂક્યો છું. થોડી વાર થશે હું હાલ આવ્યો, હો."

"ભલે" મદન સંમત થયો, "એકાદ આંટો મારી આવું છું, હોં."

એના મિત્રોને એ વાત ન રુચી. છતાં ય જગમોહનને ઊઠયા વિના છૂટકો ન થયો. "શું કામ પડયું?" ચંપલ પહેરી શેરીમાં આવતાં જ તેણે પૂછયું, બે પળમાં જ તેઓ જગમોહનના ઘર આગળ આવી પહોંચ્યા.

ઘર નાનું હતું પણ અંદર વાસ ઘણા હતા. જગુ મદનને સીધો શયનખંડમાં જ લઇ ગયો. મદન જરા સુધરેલા વિચારનો હતો.

"આપણે છેક ઘુસી આવ્યા, તે તારી પત્નીને રુચશે?" તેનાથી પૂછયા વિના રહેવાયું નહિ.

"મારી પત્નીને એવી કાંઈ ગમ જ નથી." જગમોહને મોં મરડયું, "અગિયાર વાગ્યા વિના તે નવરી જ કયાં થાય છે? આપણાં બૈરાંને રાંધવા સિવાય બીજો ધંધો હોય છે?"

છતાં ય મદન પલંગ પર ન જ બેઠો. એક ખુરસી ખેંચી આણી તે વાતે વળ્યો. "ચા પીશ?" જગુએ પૂછયું.

"ના. ભાઇ!" મદને જવાબ વાળ્યો, "હું ચા પીને જ નીકળ્યો છું. પાનસોપારી ચાલશે."

જગુએ પાનની પેટી આગળ આણી. "બોલ શું કામ છે" તેણે પૂછયું "ખાસ કામ વગર તું અત્યારે આવે નહિ. આજકાલ તારા દર્શન પણ દોહ્યલાં થઇ પડ્યાં હતાં."

"નોકરીમાંથી છૂટું ત્યારે આવું ને?" મદને બચાવ કરવા માંડયો, "ઑફીસમાંથી ઘેર આવ્યા બાદ હાલવાનું પણ મન થતું નથી. એમ ને એમ જેમ તેમ દહાડા કાઢતા હતા, પરંતુ હવે શું કરવું તેની કશી જ ગમ પડતી નથી."

"કેમ કાપકૂપ થવાની છે?" જગુએ શંકા કરી, "આ કાપકૂપે તો આપણો જીવ લીધો. હવે લોકોથી જીવાશે શી રીતે? કેમ, કેટલો પગાર કપાવાનો છે?"

"બધો જ કાપી ન નાંખે તો મહેરબાની." મદને એની વાત વચમાં જ કાપી નાંખી, "હવે એ વાત જવા દે ને? આજ આખો દહાડો એનું એ જ પીંજણ પીંજ્યા કર્યું છે. કાકા ક્યાં રહે છે? હું તો તને એ પૂછવા આવ્યો હતો. એમને માટે કેટકેટલા ગપાટા સાંભળ્યા છે?"

"ગપાટા નથી. બધું સાચુ છે," જગુએ જવાબ દીધો, "પણ તારું કશું વળશે નહિ."

"એમના નસીબનું પાંદડું ફર્યું છે, નહિ?" મદને પૂછ્યું.

"જરૂર" જગમોહને હકાર ભણ્યો, "એણે આપકમાઈથી જ સર્વ સંપત્તિ એકઠી કરી છે. એના ઢંગ જોઈ કોઈ એ વાત કળી પણ શકે નહિ. અધુરામાં પૂરો એને દાદીમાનો વારસો મળ્યો. એકલો જ વારસ હતો. માત્ર ડોસીને મરતાં વાર થઈ એટલું જ. નેવું વર્ષ કાઢયાં. કાકા તો એના દીર્ઘાયુષ્યથી કંટાળી ગયા હતા."

"કાકાની પણ ઉંમર થઈ, નહિ?" મદનમાં આશાનો સંચાર થયો, "સાઠ વર્ષ તો એમને જરૂર થયાં હશે. આપણા સિવાય એમને બીજો કોઇ વારસ નથી. આપણને એમનો વારસો મળે તો લીલા લહેર થઇ જાય. અત્યારે એ ક્યાં રહે છે? મને એમની ખબર કાઢવાનું મન થયું છે."

"મરતાં સુધી મથીશ તો ય કાંઈ વળવાનું નથી." જગમોહને ઠંડું પાણી રેડયું, "કાકા મરજાદી બની ગયા છે. એમની ચોમેર કીર્તનકારો, ભિક્ષુકો ને સાધુઓ રાતદિવસ વીંટાયલા જ રહે છે. એક તળાવમાંથી એમને દેવપ્રતિમા જડી આવી છે.

કાકા તો એની પૂજામાં ઘેલા બન્યા છે. દેવે સ્વપ્ન આપેલું હોવાથી કાકાએ એ માટે એક મંદિર પણ ચણાવી દીધું છે. એ લોકો તારા જેવા નાસ્તિકને ઉમરે જ ચડવા નહિ દે ને."

મદન ગંભીર બન્યો. છેવટે રોષથી તે ગાજી ઊઠયો. "તું તારે બેસી રહેવું હોય તો બેસી રહેજે. આપણા હકનો વારસો બીજા લૂંટી જાય ત્યાં સુધી આંખો ચોળ્યા કરજે."

"પણ હું શું કરું ?" જગમોહને પોતાની મુશ્કેલી જણાવી, "મારાથી કાંઇ ઘર છોડી કાકાની વેઠ કરવા જવાય એમ છે ? મારી જંજાળ કોઈ ઉપાડી લેવાનું છે ? વળી ડોસીના વારસાની સાથે એનું દીર્ઘાયુષ્ય પણ કાકાએ પ્રાપ્ત કર્યું હોય તો આપણા ભોગ જ મળે."

"તું તારે મને સરનામું આપ ને" મદને પોતાનો હેતુ જણાવ્યો ! "હું તો નસીબ અજમાવું. આ દુનિયામાં એકાદ શ્રીમંતની સેવાચાકરી કરી સારી. વખતે કામ લાગે."

જગમોહને તેને સરનામું આપ્યું. "મારે વહેલા ઘેર જવાની જરૂર છે. મારી પત્નીને જરા ઠીક નથી." ડાયરીમાં સરનામું ટપકાવી લઈ મદન ઊઠયો.

"તારા જેવો કલ્યાગરો વર કોઈ હશે ?" એમ કહી જગમોહન પણ ઊઠયો. પરમાનંદ જેવા એના મિત્રો રાહ જોતા હતા. તેણે કહ્યું : "મને ખબર આપતો રહેજે હો."

**બ**ચુ તો કયારનીયે ઊંઘી ગઇ હતી. સુશીલા મદનની રાહ જોઈ બેઠી હતી. "કાંઈ ઠેકાણું પડયું ?" મદનને આવતો જોતાં જ તે બોલી ઊઠી.

"રાંધ્યું ને ખાધું એવી એ કાંઈ સહેલી વાત નથી." મદને ઉત્તર દીધો, "હજી તો કેટલું ય કામ બાકી છે. તને મરજાદીનો કાંઇ અનુભવ છે?"

"કેમ? મરજાદીનું વળી શું કામ પડયું?" સુશીલા અજાયબ થઈ.

"કામ હશે ત્યારે જ પૂછતા હોઈશું ને?" મદન કચવાયો. "અત્યારે મજાક કરવાનો વખત છે? બોલ, તું જાણે છે કે નથી જાણતી?"

"ના રે ના" સુશીલાએ જવાબ વાળ્યો, "અહીં વળી મરજાદીઓ ક્યાં છે? સાધુ ને કીર્તનીઆ તો ઘણા ય જોયા છે, પણ એમના જીવનનો મેં કાંઇ અભ્યાસ કર્યો છે? હવે વાળુ કરી લો ને. મને તો ઊંઘ આવે છે."

મદન વાળુ કરી સૂઇ ગયો, પરંતુ એના મગજમાં હજારો વિચારો ઘોળાયા કરતા હતા. તે એટલો બધો વિચાર ચગડોળે ચડી ગયો કે એની આંખ મીંચાઈ જ નહિ. છેક સવાર પડી તો ય એના વિચાર પૂરા થયા નહિ.

સદ્દભાગ્યે બીજે દિવસે રવિવાર હતો. ચા પીને તરત જ મદન બહાર નીકળી પડયો. "કદાચ આખો દિવસ પાછો નહિ વળું," તે બોલ્યો, "મારી વાટ ન જોઇશ. વખત થાય એટલે જમી લેજે."

કાપકૂપની વાત સાંભળી હતી ત્યારથી સુશીલા ચૂપ જ થઇ ગઇ હતી. 'ઠીક' સુશીલાએ ટૂંકામાં જ પતાવી દીધું.

મદન એક વર્તમાનપત્ર ખરીદી દાદરની પહેલી ટ્રામમાં ચડી બેઠો. ધારેલે સ્થળે પહોંચતાં એને ખૂબ જ વિલંબ થાય તેમ હતું. એણે એના કાકાનું મકાન જોયું નહોતું. માત્ર એક વિશાળ બંગલો ને તેને ચોમેર ફરતો બાગ હતો, એટલું જ તે જાણતો હતો.

ટ્રામના છેલ્લા સ્ટેશને ઊતરી તેણે ચાલવા માંડયું. માટુંગાના રસ્તા ઉપર બન્ને બાજુ તે નજર નાખતો ગયો. સારે નસીબે એને બહુ ચાલવું પડયું નહિ. માર્ગમાં એક ગાંધીની દુકાન આવી ત્યાંથી તે કાકાના બંગલાનો પત્તો મેળવી શકયો.

ખરેખર, "રામનિવાસ" એક વિશાળ મકાન હતું. માત્ર જૂની ઘાટીએ બાંધેલું હતું એટલું જ. મદન સીધો જ અંદર ગયો નહિ. ચોમેર ફરી એ આખા ય સ્થાનથી બરાબર પરિચિત થયો. એવામાં અંદરથી આવતા કીર્તનના અવાજે એને ચમકાવી મૂકયો. અત્યારે અંદર જાય તો એની તમામ બાજી ઊંધી વળી જાય. પાડોશમાં જ કેટલીક ગાયો ચરતી જણાઈ. "ડોશી નેવું વર્ષ કાઢે એમાં શી નવાઈ?" મદને વિચાર્યું, "રોજ તાજું દૂધ પીતી હશે પછી એને શાના ઝાટકા પડે?"

એવામાં પાસેના ઝૂંપડામાંથી એક માણુસ બહાર નીકળ્યો. એને માથે છાણુનો ટોપલો હતો. "તમે દૂધ વેચો છો?" મદને પ્રશ્ન કર્યો, "ઢોર ખૂબ રાખ્યાં જણાય છે."

"ના, ભાઈ!" તે માણુસે ઉત્તર દીધો, "અહીં એટલા દૂધનો તો રોજ ખપ પડે છે. સાધુસંતોને એટલાનો હિસાબ શો? અહીં તો રોજ માલપાણી ઊડવાનાં. ઘટતું બજારમાંથી પણ ખરીદી આણવું પડે છે."

"તમારા શેઠને હવે કેમ છે?" મદને પૂછ્યું, "ઘણા વખતથી એમની ખબર મને મળી નથી. અમારા એ સગા થાય છે. છેવટે મારે જાતે આ તરફ ધક્કો ખાવો પડ્યો."

"હા. શેઠ સાહેબ બીમાર છે," તે પુરુષે ઉત્તર દીધો, "પરંતુ હમણાં કોઇ દવા લાગુ પડી જણાય છે."

કામની શરૂઆત કરી જ દેવી જોઇએ એમ મદનને લાગ્યું. વધારે વિલંબ કરવાથી કદાચ હાથમાં આવેલી બાજી ધૂળ મળી જાય.

એકાદ કલાક વધારે રખડી એણે થોડી વધારે માહિતી મેળવી લીધી. પછી ટ્રામમાં બેસી તે ઘેર પાછો ફર્યો. બપોરના છેક ત્રણ વાગી ગયા હતા. સુશીલા બચુને ઉંઘાડવા ખાટલામાં પડી હતી. સદ્ભાગ્યે એ નિદ્રાવશ થઇ નહોતી. "ખાવાનું પીરસું?" મદનને જોતાં જ તે બોલી.

"થોડો આરામ લઇ મને નહાવા દે." મદને કહ્યું, "એક વૈતરાના જેટલો મને થાક લાગ્યો છે."

સ્નાન કરી મદન જમવા બેઠો. "જો" તેણે વાત છેડી, "મને એક વાત. સૂઝે છે. પરંતુ એ કામમાં વિલંબ થાય તેમ છે. બેએક મહિના તું પિયર જઈ રહે તો મારી યુક્તિ સરલ થાય. આ બ્લૉકનું ભાડું આપણે ઉતારી નાખીએ એટલે એની પણ ચિંતા મટે."

"મારી વાત તો જાણે ઠીક," સુશીલા બોલી, "પરંતુ તમને ઑફીસમાંથી એટલી રજા મળશે?"

"એક મહિનાની રજા ચડેલી છે એટલે તે ચડતા પગારે મળશે," મદને ખુલાસો કર્યો, "પછી જરૂર પડશે તો જોઈ લેવાશે."

"તો ભલે, મને પિયર જવામાં કાંઈ જ વાંધો નથી." સુશીલાએ ટોળમાં કહ્યું, "મારે પણ હવાફેર થશે ને જોઇતો આરામ પણ મળશે."

"તને આરામ ને આસાયેશ મળે એ માટે તો હું આ બધી માથાકૂટ કરું છું." મદનને જરા ચટકો લાગ્યો, "મને તો લખેશરી થવાની જરા પણ પરવા નથી."

"એમ કે? આ બધું ખર્ચ મારા માટે કરતા હશો, નહિ?" એમ કહીને સુશીલા રવાના થઈ.

પરંતુ મદને પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ. એની પત્ની સંમત નહોતી પરંતુ એના અભિપ્રાયની એને ઝાઝી દરકાર નહોતી. મદને ઑફીસમાંથી રજા માગીને બ્લૉક માટે પેટા ભાડૂત પણ શોધી કાઢ્યો. ઘેર પાછા ફરતાં તે એક હજામને પણ સાથે પકડતો આવ્યો. "અત્યારે હજામને શું કામ બોલાવ્યો?" સુશીલાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

"હજામત કરાવવા." મદને ટૂંકમાં જ ખુલાસો કર્યો.

"આજ કાંઈ આટલી બધી ત્રેવડ?" સુશીલાએ ટકોર કરી, "ગામમાં હજામોએ હડતાળ પાડી હશે, નહિ?"

મદન એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના વાળ કપાવવા બેસી ગયો. એણે માથું સફાચટ મૂંડાવી નાંખ્યું. એના હોઠ જાડા હોવાથી એ નાનકડી મૂછો રાખતો ને તેની ખૂબ સંભાળ લેતો. પરંતુ આજ તો એ મૂછો પણ એણે સાફ કરાવી નાખી. પૈસા લેવા તે અંદર ગયો ત્યારે એના વેશપલટાથી સુશીલા ચમકી જ ગઈ. "આ શું કરવા માંડ્યું છે?" તેણે રાડ નાંખી, "તમે પૂરા ઓળખાતા પણ નથી."

મદનને પોતાને પણ ઠીક લાગતું નહોતું, પરંતુ તે હિંમત હાર્યો નહિ. "કેમ વળી?" તેણે ઉત્તર દીધો, "મારી બાજી સફળ થવા દે ને પછી બધું ય થઈ પડશે."

હજામ રવાના થયો. મદન કબાટ ઉઘાડી કપડાં ઉથલાવવા માંડ્યો. ઑફીસના કપડાંના ગંજમાંથી તેણે મહા પરાણે એક બે ધોતિયાં ખેંચી કાઢ્યાં. તે ક્વચિત જ ધોતિયાં પહેરતો. પ્રસંગે પહેરવાનાં હોવાથી એનાં પોત મુલાયમ હતાં, તેથી એના વેશપલટાને બંધબેસતું આવે એવું કશું જ એને હાથ ચડ્યું નહિ.

કંટાળી એણે કબાટ બંધ કરી દીધું. "આ કશું ય કામ

લાગે તેવું નથી." તે બબડ્યો, "બજારમાં જઈ સારી ખાદી જ લઈ આવવી પડશે. સુશીલા, તું મને બે પહેરણ સીવી આપીશ ને ?"

"પણ એ બધું હું ક્યારે કરીશ ?" સુશીલા મૂંઝાયલા મને બોલી, "કાલે તો તમે મને જવાનું કહો છો."

"પણ ઝબ્ભા વિના છૂટકો નથી," મદને કચવાઇને કહ્યું, "ગમે તેમ કરી એટલો વખત કાઢ. સાંજે વાળુ વિના ચાલશે." તે બજાર તરફ નીકળી પડ્યો.

એક કલાકમાં જ તે પાછો ફર્યો. એક કેનવાસની બેગ, કેનવાસના જોડા ને ખાદી તે લઈ આવ્યો હતો. સુશીલા આભી બની આ સર્વ જોઈ જ રહી. પ્રશ્ન કરવાનું તેણે બિલકુલ માંડી જ વાળ્યું હતું. એને સંચે બેઠા વિના છૂટકો જ થયો નહિ.

બીજી સવારે તે પિયર પરવરી. બધો સામાન નીચેની એક કોટડીમાં ખડકી મદન વીશી તરફ ચાલ્યો. ક્યારે રજા મળે ને કાકા પાસે જવાય એની જ તેને ધૂન લાગી. વૈષ્ણવ ધર્મનાં કેટલાંક પુસ્તકો ખરીદી લાવી તેણે ગોખી પાડ્યાં. એનો કંઠ મધુર હતો એટલે કીર્તનો લલકારતાં તો એને જરા ય તકલીફ પડી નહિ.

એને રજા મળી. ધબકતા હૈયે મદન બહાર પડ્યો. પ્રથમથી જ એણે તેના કાકાને ખબર આપી દીધી હતી. એ વડીલવર્યે ઉત્તર વાળવાની પણ તસ્દી લીધી નહોતી.

મદનને મકાનમાં પેસતાં અડચણ પડી નહિ, પરંતુ એના કાકા તરફથી ઉમળકા ભર્યો આવકાર મળ્યો નહિ. આવા પ્રસંગોથી ઉત્તેજીત થાય એવી તેમની તબિયત પણ નહોતી. મદને વંદન કર્યું. "બેસ ! પ્રભુ, તારું રક્ષણ કરો." એટલું જ તે બોલી શક્યા.

મદને સાધુઓમાં ભળી જવા પ્રયત્ન કર્યો, પરંતુ એ કાર્ય ખૂબ જ મુશ્કેલ નીવડ્યું. ગંભીર વદન કરવા જતાં એનું મુખ મંડળ અકડાઈ ગયું. વળી તેજાના ખાવા ટેવાયલો હોવાથી અહીંની સાદાઈથી તે ભૂખે જ મરવા લાગ્યો. સાંજે કીર્તન વખતે પણ એને ખૂબ જ ઊંચે સાદે ગાવું પડતું, કારણ કે તે વિના એના કાકાનું ધ્યાન ખેંચાય નહિ. એનો સાદ ફાટી ગયો તો'ય તે હિંમત હાર્યો નહિ. એ કાકાને પ્રસન્ન કરવા આવ્યો હતો. એ કાર્યમાં દેહ પડે તો ય તેની એને પરવા નહોતી.

મદનનું આગમન બીજા વૈષ્ણવોને રુચ્યું હોય તેમ જણાયું નહિ, એટલે બિચારાને એકાંત ખૂબ જ સાલવા લાગ્યું. કેટલીક વાર એને નોકરો જોડે ગપાટા હાંકવાનું મન થઈ જતું, પરંતુ સ્વમાન ભંગ થવાના ડરથી જ તે અચકાતો. મદન આકરી કસોટીએ ચડી ચૂકયો હતો. વૈષ્ણવોનો આગેવાન લક્ષ્મણદાસ ચુંચી આંખોથી એના ઉપર પાકી નજર રાખતો. મદન જરા પણ ચસકી શકે તેમ નહોતું.

બિચારી સુશીલાને એના પતિના કશા જ સમાચાર મળી શકતા નહિ. એના બાપને ઘેર એને કાંઈ જ કામ કરવાનું નહોતું, એને વખત કાઢવો પણ મુશ્કેલ થઈ પડતો. આખો દિવસ તે વિચાર ચગડોળે જ ઘૂમ્યા કરતી. કેટલીક વાર એને પત્ર લખવાનું મન થતું. રોષમાં ને રોષમાં તે પોતાની ઇચ્છા દબાવી દેતી.

એક સુંદર સવારે મદન તેની આગળ એકાએક ઉપસ્થિત થયો. સુશીલા વર્તમાનપત્ર ઉથલાવતી બેઠી હતી. જાહેરખબરો તરફ જ તેનું લક્ષ હતું. સમાચાર જાણવા તે ખાસ આતુર નહોતી.

"અત્યારે ક્યાંથી?" તેણે સ્વાભાવિક પ્રશ્ન કર્યો. તેણે મદનના આગમનને ખાસ વધાવી લીધું નહિ.

સુશીલાએ ધાર્યું હતું કે મદન છેડાઈ પડશે પરંતુ એના શુષ્ક આવકારની એના પર કાંઈ જ અસર થઈ નહિ. પવિત્ર માણસોની ભેગા રહેવાથી એના સ્વભાવમાં કોઈ અજબ મધુરતા આવી ગઈ હતી. ક્ષમાભાવના ખાસ આગળ તરી આવતી. "પહેલાં મને ચા બનાવી આપ" તે બોલ્યો, "પછી હું બધા જ જવાબ વાળીશ. રોજ મિષ્ટાન્ન ઉડાવી મારાં આંતરડાં પણ ખવાઈ ગયાં છે. વળી ચાનો તો છેક જ બહિષ્કાર. માથું દુખવાનું તો રોજનું થઈ પડ્યું છે."

સુશીલા ચા બનાવી લાવી. "વેશ તો ઠીક ભજવવા માંડ્યો છે, હો." તે કહેવા લાગી, "તબિયત બગડ્યા સિવાય મને તો કશો જ લાભ જણાતો નથી."

"અત્યારથી કશું ય કહેવાય નહિ" મદને ખુલાસો કરવા માંડ્યો, "અત્યાર સુધી કાકાની કોઈને ય માહિતી નહોતી. મારા ગયા પછી હવે કેટલાં ય સગાંવહાલાં ત્યાં ફૂટી નીકળ્યાં છે. મારે પણ અનેક વિઘ્નોની સામે થવાનું છે. વળી કાકા પણ સહેલાઈથી સાણસામાં આવી જાય તેવા નથી. તે બહુ જબરા છે. પેલા સાધુઓનું સાલ પણ ભારે છે. એ લોકો ગીધની પેઠે એમને વીંટાયલા જ રહે છે."

"આમ બીજાના મોતની આશા રાખી ક્યાં સુધી પડી રહેશો?" સુશીલાએ કહ્યું, "જાત મહેનતથી કમાવાનો વિચાર કરો. તમારી રજાઓ પણ પૂરી થશે. પછી ઓફીસે ગયા વિના છૂટકો છે?"

"જોઈએ, હવે શું થાય છે તે." મદન બોલ્યો, "મારે કદાચ વધારે રજા પણ લેવી પડે. હવે ચડતે પગારે રજા મળે એ

સંભવિત નથી, એટલે અગવડ તો પડવાની જ. તું એકાદ મહિનો નભાવી નહિ લે ?"

"હું ક્યાં તમારા પગાર પર બેસી રહી છું ?" સુશીલાએ ટોણો માર્યો, "મહેનત કરી મારે ખાવા જેટલું તો હું મેળવી લઈશ."

"એમ કર્યા વિના કાંઈ છૂટકો છે ?" મદન નિરાશ હૃદયે બોલ્યો, "તમે લોકો સમાનતા માગો છો તો પુરુષો વિના નભાવી લેતાં પણ શીખવું જ પડે ને!"

"પણ તમારા પર જીવે છે જ કોણ ?" સુશીલા જરા ચીડાઈ, "હું એકલી હોઉં તો તમારી કમાણીની પીડા જ ન કરું. તમારી છોકરી સંભાળો. પછી જુઓ, મારે ચાલે છે કે નહિ."

"ઠીક, ઠીક." મદનને હવે પીછેહઠ કર્યા વિના છૂટકો નહોતો, "હવે થોડા દિવસમાં બધો મામલો પતી જશે. આમ અકળાવાથી શો લાભ ? એટલામાં નસીબ ફર્યું તો ઠીક, નહિ તો છે તે તો જવાનું નથી ? મારે હવે જવું જોઈએ. હું તો આ તરફ કાકાની દવા લેવા આવ્યો છું."

"ભજીયાં કર્યાં છે. જરા ખાતા જાઓ ને." સુશીલા નરમ પડી.

"ના, ના." મદને નકાર ભણ્યો, "લક્ષ્મણદાસ ડુંગળીની ગંધ તરત પારખી જાય છે. કાકાને કાને વાત જાય તો મારા ભોગ લાગે. એકાદ માસ સુધી તમામ મોજશોખનો બહિષ્કાર." અચુને ચૂમી લઈ તે વિદાય થયો.

વૃદ્ધ કાકાની પીડાઓનો પાર નહોતો. એમને મોત પણ આવતું નહિ, તેમ એ સાજા પણ થતા નહિ. દવા લેવાની પણ

એ ના પાડતા. દર્દ લંબાતું. જલદી સાજા થવાનો પણ સંભવ નહોતો. એમનાં સગાંસંબંધી ને મિત્રો તેમ ન થાય તેની ખાસ કાળજી રાખતાં. એમનો જલદી અંત આણવા દરેક જણ પોતાથી બનતું કરતું. ઘણી યે દવાઓ આણવામાં આવતી, પણ પાણી સિવાય કશું જ કાકાને ગળે ઊતરતું નહિ. દરેક જણ હવે અકળાયું હતું. એમની ડોસીનો વિચાર આવતાં જ દરેક હતાશ થઈ જતું. કાકા પાસે રોજ વકીલને મોકલવામાં આવતો પરંતુ કાકા વસિયતનામાનો વિચાર જ કરતા નહિ. "એમ મરવાનું ક્યાં રસ્તામાં પડ્યું છે?" તે કહેતા, "અમારા કુટુંબમાં તો બધાં ય સો વર્ષનાં થયાં છે."

મદને પુનઃ મૂંડન કરાવી કાકાને આંગણે પ્રવેશ કર્યો. કાકાની તબિયત લથડેલી જણાઈ. તે ચીડિયલ બન્યા હતા. કોઈના હાથનું પાણી પીવા પણ તૈયાર નહોતા, તેમ કોઇને અંદર આવવા પણ દેતા નહિ.

"શું છે?" મદને એક નોકરને પૂછ્યું.

"એમને કાંઈ દૈવી સંદેશ મળ્યો છે." તે બોલ્યો.

મદનને હવે જરા હિંમત આવી. કઠણ છાતી કરી તે તેમના ખંડ તરફ વળ્યો. "હું દવા લાવ્યો છું: અંદર આવું?" તે બારણા આગળથી જ બોલ્યો.

કોણી ટેકવી વૃધ્ધે એને ધારીને જોયો. "પાછી ચાલબાજી માંડી, નહિ?" તે બોલ્યા, "એમ હવે હું ફસાવાનો જ નથી. તારી દવા તુ જ ખા ને. અર્ધી તું ખા પછી હું લઈશ."

મદન શાંતિથી અર્ધી દવા ગટગટાવી ગયો. વૃદ્ધ આંખો ફાડી જોઇ જ રહ્યો. મદનના મુખ પર મૃત્યુનાં ચિહ્નો ન જણાયાથી તે બોલ્યા, "ઠીક, હું તારી દવા પીશ."

દવા પાઇ મદન બહાર આવ્યો

લક્ષ્મણદાસ બારણામાં જ ઊભા હતા. " શું થયું ? " મદને પૂછ્યું.

" બહુ સગાં ન હોય તે નસીબદાર. " લક્ષ્મણદાસે ખુલાસો કર્યો. " નારાયણ જવના પાણીમાં કાંઈ નાંખતો હતો. પ્રભુકૃપાથી એની ચાલાકી પકડાઈ ગઈ. "

" નારાયણ ક્યાં છે ? " મદને પૂછ્યું.

" અરે, એ તો જીવ લઈને ભાગી ગયો. " લક્ષ્મણદાસે ખુલાસો કર્યો.

મદનના નસીબનું પાંદડું ઓચીંતુ ફર્યું. એના કાકા એને જરા પણ ચસકવા દેતા નહિ. બીજા કોઈના હાથે તે દવા પણ પીતા નહિ. પરંતુ એમની બીમારી વધતી જ ચાલી. છેવટે વકીલને બોલાવી લાવવામાં આવ્યો. વૃદ્ધ દર્દીએ વસિયતનામું લખાવવા માંડ્યું.

હાજર રહેલી દરેક વ્યક્તિનાં હૈયાં ધડકી રહ્યાં. બધાં દેવપૂજા વિસરી ગયાં. કીર્તન પણ ક્યાં ય અલોપ થઈ ગયાં. દરેક કાકાના ખંડની બહાર આતુર દિલે ઊભાં રહ્યાં.

બપોરે ખૂબ મોડું થઈ ગયું. વકીલ બહાર આવ્યા. દરેક જણ તેને વીંટાઈ વળ્યું. પ્રશ્નપરંપરાથી એ બિચારા મૂંઝાઈ ગયા. બધાંને મહા પરાણે દૂર કરી તે ચોકમાં આવ્યા. " આટલી બધી ધાડ શી આવી છે ? " તે બોલ્યા, " વૃદ્ધ કાકા ન્યાયી માણસ છે. દરેકને યોગ્ય પુરસ્કાર મળે એવી તેમણે વ્યવસ્થા કરી છે. દરેકને કાંઈનું કાંઈ આપ્યું છે જ. "

મદન બધાંને ખસેડી આગળ આવ્યો. " મને શું આપ્યું છે ? " તેણે વકીલને સીધો જ પ્રશ્ન કર્યો, "હું એમનો ગરીબ ભત્રીજો છું. મોટી કુટુંબજાળથી વીંટાયલો છું. "

" અરે ! તમારામાં તો કાકાને ખૂબ જ શ્રદ્ધા છે. " વકીલે કહેવા માંડ્યું, "બીજાને તે બદમાસ ને લૂટારા ગણે છે. બધા

પૈસા માટે જ એકઠા થયા છે. એમને પૈસાની જરૂર છે એટલે તેમને પૈસા આપી કાકાએ સંતોષ્યા છે. અને તેથી તેઓ સન્માર્ગે વળશે એવી તે આશા રાખે છે."

"પણ એમણે મારે માટે શું રહેવા દીધું છે?" મદનની આતુરતાનો પાર રહ્યો નહિ.

"એમણે તમને પોતાના દેવ સોંપ્યા છે," વકીલે ઉત્તર દીધો, "મદનભાઇ! તમે ખૂબ જ ભાવિક માણસ છો. તમારી પૂજાથી જ પ્રભુ પ્રસન્ન થશે એવી તેમને ખાતરી છે. દેવપૂજાના ખર્ચને પહોંચી વળાય એવી થોડી ઘણી મિલકત તમારે નામે ચઢાવી છે."

"જહાન્નમમાં ગયા એમના દેવ." મદન બરાડી ઊઠ્યો. એક જ કૂદકે તે બહાર નીકળી અદૃશ્ય થઇ ગયો. "મારું બધું જ બળી ગયું." મૂંડેલું માથું કૂટતાં તે બોલી ઊઠ્યો, "મારા ભોગ લાગ્યા કે આ બદમાસોનાં ખીસ્સાં ભરવા હું અહીં આવ્યો."

એને જતો જોઈ લક્ષ્મણદાસ એની પાછળ દોડ્યા. "કેમ મદનભાઈ, કાકાની આજ્ઞા નહિ માનો?"

"જા જા, હવે" મદને તેને તરછોડી કાઢયો, "હું મારે ઘેર નહિ જાઉં? એક મહિનો આ પાપનું પ્રાયશ્ચિત કરીશ, ત્યારે જ મને શાંતિ વળશે."

લક્ષ્મણદાસે મદનની નાસ્તિકતા પર કાન બંધ કરી દીધા.

## ર જ ની

**કૃષ્ણલાલ** નવા જમાનાનો કહી શકાય નહિ. નાનપણમાં એ ગામડામાં ઊછરેલો. એનાં માબાપ તદ્દન રૂઢિચુસ્ત ને જૂના વિચારનાં હતાં. ગામઠી શાળામાં એ કક્કો શીખ્યો. તેર વર્ષની વયનો થયો ત્યાં સુધી અર્વાચીન શિક્ષણનું એને શમણું યે નહોતું. અર્વાચીન વિચારો એના મગજમાં કેવી રીતે ઘૂસી શક્યા તે કોઈને ય સમજાતું નહિ.

બ્રાહ્મણ પુરોહિતનો એ પુત્ર હતો. એક ગામડામાં ગોરપદું કરીને પોતાનો નિર્વાહ જરૂર ચલાવી શક્યો હોત, યજમાનવૃત્તિમાં એ સુખે દહાડા કાઢી શકત; પરંતુ વિધિનાં વિધાન જુદાં હતાં. નાની શિષ્યવૃત્તિ મેળવી એ અમદાવાદ આવ્યો. અંગ્રેજી શીખવા લાગ્યો. તે કુળવાન કુટુંબનો નબીરો હતો. બાર બૈરીઓ પરણી પહેરામણીની રકમમાંથી જ તે જિંદગી પર્યન્ત મોજ માણી શકત. પરંતુ તે એક જ વાર પરણ્યો. નવોઢા રાધાને સાથે લઈ તેણે વતનને છેલ્લા પ્રણામ કર્યા. અમદાવાદમાં કાયમ વસવાટ કરવાનો તેણે નિર્ધાર કર્યો. એના પિતાએ આ કૃત્ય વિરુદ્ધ વાંધો ઉઠાવી

તેનું વેતન બંધ કર્યું. કાગળ પત્ર લખવાનું પણ માંડી વાળ્યું. પરંતુ પસ્તાવાનું એક પણ ચિન્હ ન જણાયાથી વૃદ્ધ પિતાને ઊલટું માઠું લાગ્યું. કૃષ્ણલાલ ચાલાક વિદ્યાર્થી હતો. હમેશાં તે શિષ્યવૃત્તિઓ મેળવતો. ખાનગી શિક્ષણ પણ આપતો. એને પૈસાની તંગી વેઠવી પડતી નહિ. બન્ને પતિપત્ની સંસારચીલે પોતાનું રગશિયું ગાડું હાંકે રાખતાં.

આખરે કૃષ્ણલાલ એમ. એ. થયો. તેને એક સારી નોકરી મળી. રાધાને એક પુત્રીરત્ન સાંપડયું.

પુત્રીના મુખદર્શને કૃષ્ણલાલ આનંદઘેલો બન્યો. પરંતુ રાધામાં કૃષ્ણલાલની વ્યવહારશૂન્યતા નહોતી. "કુલીનને પનારે કન્યારત્ન પડ્યું એટલે ઊલટી તેને ચિંતા વધી, એમાં આનંદવાનું શું? છોકરીની માટીને થાય છે શું? આજકાલ જોઇતું ઘર મેળવતાં કેટલી મુશ્કેલી નડે છે? અને હલકા કુળમાં કન્યા ઉતારવી પાલવે કેમ?"

"અરે! એમાં શું?" કૃષ્ણલાલ બોલી ઊઠયો, "છોકરીઓ જન્મે છે ત્યારે આપણે બધાં દિલગીર થઇએ છીએ, છોકરી એ પારકી મિલકત લેખાય છે; પણ છોકરી બાપને ઘેર રહે એમાં બગડી શું જાય?"

રાધાનું નાનકડું યુવાન વદન ગજબ ગંભીર બની ગયું. "શું કહ્યું? બાપ થયા તો ય હજી બાલક જેવા જ રહ્યા. કોણ જાણે ક્યારે સમજ આવશે?"

કૃષ્ણલાલે એ વાત પર વધુ ધ્યાન આપ્યું નહિ. પરંતુ આ બાલિકા પતિપત્ની વચ્ચે વિરોધનું કારણ થઈ પડશે એવો તેના દિલમાં ભય ઉત્પન્ન થયો.

પુત્રીનું નામ રજની રાખ્યું.

રજની રાત્રે ન વધે એટલી દિવસે ને દિવસે ન વધે

એટલી રાત્રે વધતી ચાલી. માબાપે ખૂબ લાડ લડાવી એને છેક જ બગાડી મૂકી. ભગવાને એને બે ભાઈ આપ્યા એટલે રાધાને જીવન સાર્થક થયું જણાયું. કૃષ્ણલાલ રજનીને છકાવી મૂકતો એવી તે અવારનવાર ફરિયાદ કરતી. "છોકરીને વળી આટલાં લાડ શાં? એનું શું થશે એનો તો જરા વિચાર કરો. છોકરીઓને બહુ મોઢે ચડાવવી કામની નહિ. એમની સામું જોવામાં પણ સાર નહિ. એ તો પડચાં પડચાં ઊછરે. એમનો બરાબર કસ કાઢયો હોય તો જ તેને સાસરે સુખ પડે."

"તારા કહેવા મુજબ તો છોકરીઓને નાનપણથી ભૂખે જ મારવી જોઈએ." કૃષ્ણલાલ કહેતો, "ભવિષ્યમાં ભૂખે મરવા વારો આવે તો હરકત નડે નહિ, કેમ વારુ?"

રાધાનાં વચનબાણ તીવ્ર હતાં પણ તેની દલીલો મજબૂત નહોતી. એટલે થોડી જ વારમાં તેનો શસ્ત્ર સરંજામ ખૂટી જતો. "બેઠા બેઠા બોલ્યા તેમાં શું?" બબડતી ફફડતી તે વિદાય થતી.

પરંતુ કૃષ્ણલાલ પુત્રીના શિક્ષણ તરફ બેપરવા નહોતો. રજનીને સહજ મોઢે ચડાવવામાં તો આવી જ હતી, છતાં તે જાતે તેના પાઠ લેતો. સીવણ ને સંગીત માટે એક ખાસ શિક્ષકની પણ તેણે વ્યવસ્થા કરી હતી. કુલીન બ્રાહ્મણકન્યાઓને આટલું શિક્ષણ પણ ભાગ્યે જ આપવામાં આવતું, તેથી વતનમાં તો કૃષ્ણલાલની વાતો થવા માંડી. એનાં સગાંવહાલાંઓ એનો બહિષ્કાર કરવા તૈયાર થઈ ગયાં. છતાં તેની મદદ માગતા પત્રો આવતા અટકચા નહિ, તેમ મહેમાનોએ તેને ઘેર ઊતરવાનું બંધ કર્યું નહિ!

**રજની** બાર વર્ષની થઈ. આ વેળા તો વરવહુ ખરેખર લડી પડચાં. તેની માતાએ કોઈપણ હિસાબે તેને પરણાવી દેવાના સોગંદ

લીધા. પતિ તરંગી હતો, એનું કહ્યું માની બેસી રહે પાલવે કેમ ? પિયરની કુલીનતા લાજે એનું કેમ ? એણે પિયરિયાંની મદદ માગી. રજની માટે સારું ઘર શોધવાની તડામાર તૈયારીઓ કરી. કૃષ્ણુલાલ મક્કમ રહ્યો. રાધા જેટલા મુરતિયા શોધી લાવતી તે દરેકનો કૃષ્ણુલાલ ઈન્કાર કરતો.

રાધા ફરીથી વાક્‌યુદ્ધ કરવા તૈયાર થઈ. " તમે ધાર્યું છે શું ? જરા કહેશો ? " સભ્યતાથી તેણે પ્રશ્ન કર્યો, " રજનીને કુંવારી રાખવાનો નિર્ણય કર્યો છે કે શું ? "

" પણ એને કોની સાથે પરણાવી દઉં ? " કૃષ્ણુલાલે સામો પ્રશ્ન કર્યો, " એને કૂવામાં તો નથી નાખવી ને ? "

" મેં બતાવેલા તમામ મુરતિયા તમને નકામા પડચા ? " રાધા બોલી, " તમારી પુત્રી રાજરાણી થવા નથી સરજાઈ, તે આટલી બધી પંચાત કરો છો ? "

" આટલી કુમળી વયે તેને પરણાવી દેવાના મતનો હું નથી. સો વાતની તને એક વાત કહી દીધી. " કૃષ્ણુલાલે રોકડું પરખાવ્યું, " છતાં તું તારી હઠ પકડી રાખીશ તો હું એક પણ મુરતિયો સ્વીકારવાનો નથી. કુલીન બ્રાહ્મણકન્યા આજન્મ કુંવારી પણ રહી શકે. એમાં નીચું જોવા જેવું કાંઈ નથી. આમ નાહક અકળાય છે શું કરવા ? "

" મારી વાત તમે સમજતા હોત તો મારે આટલી માથાકૂટ શું કામ કરવી પડત ?" રાધા રડી ઊઠી, " તમારી દીકરી તાડની પેઠે વધી રહી છે. એને જલદી નહીં પરણાવી દો તો એ સ્વયંવર રચવા કહેશે. પછી હલકા કુળમાં એની પસંદગી ઊતરશે તો ? "

" સ્વેચ્છાએ પસંદ કરે એ તો સૌથી સરસ. એવા વિવાહથી રળિયામણું શું ? " કૃષ્ણુલાલે અભિપ્રાય આપ્યો.

" મને ખાતરી જ હતી કે તમે એવું જ કહેશો. " રાધા

કહેવાણી ઊઠી, “એ ન્યાતજાતમાં તે સારા કુટુંબમાં પરણે છે કે નહિ તે આપણે જોવાનું જ નહિ?”

“છોકરી જાતે જ બધું નક્કી કરી લેશે” કૃષ્ણલાલે છેવટનું કહી નાંખ્યું, “બીજાની પસંદગી દ્વારા રમકડા પેઠે વૈભવમાં રમવું તેના કરતાં પોતાની પસંદગીમાં સહન કરવું વધુ સારું.”

આમ માબાપ લડતાં જ રહ્યાં ને રજની મોટી થતી જ ગઇ. તેને ગર્લ્સ હાઇસ્કૂલમાં મૂકવામાં આવી. કૃષ્ણલાલને હવે પૂરતો વખત મળતો નહિ. જાતે શિખવવાની તેને ફુરસદ નહોતી. એકાદ બે વર્ષમાં રજની મેટ્રિકમાં આવશે. પાસ થઇ કોલેજમાં જવાની જ એમ બધાંને રજની કહેતી. તે પોતાના ભાઇઓને પણ ચીડવતી. અભ્યાસમાં તેઓ રજની જેટલા ચાલાક નહોતા. એની માતા એનાથી ખૂબ અકળાતી. રજની તો હસ્યા જ કરતી. રજનીની ઉંમરે રાધા તો માતા બની ચૂકી હતી.

કૃષ્ણલાલ સ્ત્રીકેળવણીનો હિમાયતી હતો, એટલું જ નહિ પરંતુ સ્ત્રીસ્વાતંત્ર્યમાં પણ માનતો. સગાં સિવાય અન્ય કોઈ પુરુષ આગળ રાધા બેસતી નહિ. આટલી ઉંમરે પણ તે આધું ઓઢી ફરતી. પરંતુ રજનીએ આમાંની એક પણ રીત અંગીકાર કરી નહોતી. ગમે તે વ્યક્તિની હાજરીમાં તે હરતી ફરતી. ગમે તેની સાથે તે વાતે વળતી.

રાજેન્દ્ર નામનો એક યુવાન એના ભાઇઓને શિખવવા આવતો. રજની જરા પણ સંકોચ સિવાય એની સાથે વાતે વળતી. કોઈ કોઇ વાર પોતાના અભ્યાસની મુશ્કેલીઓ પણ ઉકેલતી. રાધાને આ બધું બિલકુલ ગમતું નહિ. રજનીને એટલી બધી મોઢે ચડાવવામાં આવી હતી કે રાધા તેને ઠપકો આપે તો ય કાંઈ વળે તેમ નહોતું. રાજેન્દ્ર એવો ખરાબ યુવાન પણ નહોતો. કુળવાન કુટુંબનો નબીરો હોઇ એ

પૈસાપાત્ર પણ હતો. એની રીતભાત પણ સારી ને વિનયશીલ હતી. તેને તેના પિતા સાથે મતભેદ પડ્યો હતો. ઘર છોડી જાતે કમાઈ લેવા તેણે નિશ્ચય કર્યો હતો. ખાનગી શિક્ષણ આપી એ પોતાનું ગાડું ગબડાવતો. કૃષ્ણલાલે એને પોતાના છોકરાઓ માટે રોકયો હતો, પરંતુ તે ઘણો સમય રજની પાછળ જ ગુમાવતો. આમ મહિનાઓથી ચાલતું.

રાધાને પ્રથમથી જ આ વાત ગમતી તો નહોતી. શરૂઆતમાં તેણે જોયું ન જોયું કરેલું. પરંતુ ધીમે ધીમે તેના હાથમાંથી વાત સરી જતી જણાઈ. રજનીને રોકવામાં નહિ આવે તો તે શુંનું શું કરી બેસશે? પતિની મદદની તો રાધાને આશા નહોતી. કૃષ્ણલાલ તો દરેક વાતમાં પુત્રીને ઉત્તેજન આપ્યા જ કરતો.

•

જાન્યુઆરિમાં પ્રિલિમીનરી પરીક્ષા હતી. નવેમ્બરથી જ રજનીએ તડામાર તૈયારીઓ કરવા માંડી હતી. રાજેન્દ્રે પણ પોતાનું તમામ ધ્યાન તેની પાછળ કેન્દ્રિત કર્યું હતું. રજનીના ભાઈઓને લહેર થઈ હતી.

છોકરાંના અભ્યાસ તરફ નજર કરવા રાધા રસોડું છોડીને પણ કોઈ કોઈ વાર આવી જતી. જ્યારે રાધા આવે ત્યારે રાજેન્દ્ર રજનીને જ શિખવતો હોય. છોકરાઓ નિરાંતે ગપ્પાં હાંકતા હોય. રાધા રાજેન્દ્ર પાસે આવતી નહિ છતાં એ રજનીને શિખવતો એ વાત એને પસંદ પડતી નહિ. છતાં ય તે દિલની વાત જાહેર કરી શકતી નહિ.

એક દિવસે તેનાથી બોલ્યા વિના ન રહેવાયું. બારણાને ઓથે રહી તેણે અંદર નજર નાંખી. રજની દાખલા ગણતી હતી. રાજેન્દ્ર ભરી આંખે એને જોઈ રહ્યો હતો. છોકરાઓ હમેશ મુજબ અંદર અંદર ઝઘડતા હતા.

રાધાના મગજમાં ભડકા ઊઠ્યા. તે સંયમ જાળવી શકી નહિ. "લોકો પોતાનું જ કામ સંભાળતા હોય તો કેવું સારું ?" તે બહારથી જ બોલી, "છોકરીને શિક્ષણ આપવા માસ્તરની જરૂર હશે તો અમે તેવી વ્યવસ્થા કરી લઈશું." પગ પછાડી તે અંદર જતી રહી.

થોડી વારમાં દાસી રજનીને બોલાવવા આવી, "બા તમને અંદર બોલાવે છે."

આનાં પરિણામ અણધાર્યાં આવ્યાં. રજનીને રાજેન્દ્રથી દૂર થવું પડ્યું. આ ફરજિયાત વિયોગથી રજનીને પોતાના દિલની લાગણીઓનો ખ્યાલ આવ્યો. પોતાને થતા દુ:ખથી તે જાતે જ અજબ થઈ. રાજેન્દ્ર હમેશ મુજબ છોકરાઓને શિખવવા આવતો. પરંતુ શિક્ષણ આપવામાં હવે એને રસ રહ્યો નહિ. કોઇ વાર તે રજની તરફ ઊડતી નજર નાખતો. કોઈ વાર તે એમ ને એમ ચાલ્યો જતો. રજનીની હાજરીથી છોકરાઓના અભ્યાસમાં ખલેલ પડતી હતી, એવું રાધાએ કૃષ્ણલાલને સમજાવ્યું હતું. કૃષ્ણલાલે એ માની રજનીને પોતે જાતે શિખવશે એમ જણાવી દીધું.

આમ બે ત્રણ મહિના પસાર થયા. રજની પ્રિલિમીનરીમાં પાસ થઇ. તે મેટ્રિકની પરીક્ષામાં બેઠી. તેમાં પણ તેને સફળતા મળી, પરંતુ ધાર્યું પરિણામ આવ્યું નહિ. એકાએક એની તબિયત કથળી ગઇ.

મુશ્કેલીઓનો સૌથી પહેલો ખ્યાલ રાધાને આવ્યો. ગમે તેમ પણ તે માતા હતી ને! તે ધુંવાપુંવાં થઈ ગઇ. પતિ પાસે દોડી. "હવે નિરાંત થઈ ?" તે ગાજી, "અરે રે ! બિચારી છોકરીનું શું થશે ?"

"એમાં આટલી બધી અકળાઈ શાની ગઈ ?" તેના પતિએ પ્રશ્ન કર્યો, "તારું ધારવું સાચું પડે તો ય અકળાવાનું કંઈ જ કારણ નથી. આપણે એને રાજેન્દ્ર સાથે પરણાવી દઈશું."

"એવું તે વળી બનતું હશે ?" રાધાએ પૂછ્યું, "ન્યાત જાત ને કુટુંબની આબરૂ પર પાણી ફેરવવું છે ?"

"કેમ ? કેમ ?" કૃષ્ણલાલ બોલી ઊઠ્યો, "એ પણ બ્રાહ્મણ જ છે."

"બ્રાહ્મણ તો છે જ" રાધાના રોષનો પારો એકદમ ચડી ગયો, "પણ આપણી ન્યાતનો ક્યાં છે ? તમારે આવું આવું કરવું હોય તો મને સાફ જણાવી દો. હું મારે મન ફાવે ત્યાં ચાલી જાઉં."

"રાધા, કુટુંબ કરતાં માણસની લાયકાત પ્રથમ તપાસવી જોઇએ" કૃષ્ણલાલ બોલ્યો, "કુલીન કુળમાંથી એક વાંદરાને પસંદ કરવો તેના કરતાં સામાન્ય કુટુંબમાંથી એક સારો છોકરો પસંદ કરવો શો ખોટો ? છોકરીને વધારે સુખ કોણ આપશે ?"

"એ તો નસીબની વાત છે" રાધા ગંભીર બની, "સ્ત્રીનું સુખ તેના પોતાના હાથમાં નથી. આજકાલની છોકરીઓ જાતે પરણે છે. એ બધાં જ સુખી થતાં નથી. આપણને આપણા માબાપે પરણાવેલાં છતાં ય જોઇએ તેવાં સુખી નથી. સુખ-દુઃખની વાતોમાં માત્ર થુંક ઉડાડવા જેવું છે. આપણે તો રિવાજ મુજબ ચાલવું જ સારું."

"કોણ સુખી છે ને કોણ દુઃખી છે એ નક્કી કરવું અઘરું છે." કૃષ્ણલાલ કહેવા લાગ્યો, "આ વિષે વિગતવાર માહિતી મળી શકતી નથી. મારા વિચાર મેં તને જણાવી દીધા. બીજાના હાથનાં રમકડાં બની વૈભવમાં મહાલવું તે કરતાં જાતે પસંદગી કરી સુખદુઃખ વધાવી લેવું હજાર દરજ્જે સારું."

રાધાના મનનું સમાધાન થયું નહિ. તેણે પોતાની હઠ મૂકી નહિ. એ વર્ષમાં જ રજનીને પરણાવી દીધા વિના છૂટકો નથી

એમ તે ફરી ફરીને કહેવા લાગી. એણે કોઈનું કહ્યું માન્યું નહિ. રજનીને વિદ્યાલયમાં જવાની એણે સાફ ના સુણાવી દીધી. આવો વ્યવહાર નભવા દે તો રાધા સગાંવહાલાંને શું મોં બતાવે ? કૃષ્ણુલાલ ગંભીર વદને ત્યાંથી ઊઠી ગયો.

ઘરનું વાતાવરણ ધૂંધવાયું. ક્યારે તોફાન મંડાશે તે કાંઈ નિશ્ચિત નહોતું. કૃષ્ણુલાલ રાધાથી દૂર રહેતો એટલે ઉઘાડી લડાઈ થવા પામી નહિ, પરંતુ કોઈનાં મન પણ માન્યાં નહિ.

છોકરાંને રજા પડી હતી. વખત કેમ ગાળવો એ પણ દરેકને પ્રશ્ન થઈ પડયો હતો. રજની સૌથી વધારે અકળાતી. એનું કોઈ સાથીદાર નહોતું. એની પાસે કંઈ કામ પણ નહોતું. એનું જીવન શૂન્ય બની ગયું હતું. રાજેન્દ્ર વતન ગયો હતો. એના બાપે એને બોલાવ્યો હતો. છોકરાઓને તે સરનામું આપતો ગયો હતો. માસ્તરને પત્ર લખવાનું તેમને સ્વપ્નું પણ આવતું નહિ. એના વર્તમાન જાણવાને રજની એક પગે થઈ રહી હતી. એના હસ્તાક્ષરની એ લીટી પણ એને વાંચવાની મળે તો ય તેને શાંતિ વળે. પરંતુ હિંદુ કન્યાને ખુણામાં ભરાઈ મુંઝાયે જ છૂટકો.

પહેલાં તે ઘરકામમાં રાધાને બનતી મદદ કરતી. હવે શાળા નહોતી એટલે રાધા એની પાસે વધારે કામની આશા રાખતી. એમાં એ નિરાશ બની. એની પુત્રીએ ઘરકામમાં રસ લેવાનું જ માંડી વાળ્યું. પહેલાં રજની ઘરને સાફસૂફ રાખતી, હવે વર્ષો સુધી કચરો વળાયો ન હોય તો પણ તેને પરવા નહોતી.

છતાં આજે તે દીવાનખાનું ને અભ્યાસખંડ સાફ કરવા મથી રહી હતી. એના પિતાની બેઠક આગળ જોઇએ તેટલો કચરો જમા

થયો હતો. એ ખૂણો સાફ કરતાં એને હમેશાં વાર થતી. એક પછી એક ચોપડીઓ ઉઠાવી, સાફ કરી, તે રીતસર ગોઠવી રહી હતી. એવામાં એકાદ ચોપડીમાંથી એક પત્ર નીચે પડ્યો. તે ઊંચકી લેતાં જ રજની ચમકી. હસ્તાક્ષર પરિચિત ને પ્રિય હતા.

એ પત્ર એના પિતા પર હતો. એ પત્ર એણે વાંચવો નહોતો જોઈતો, પરંતુ આતુરતામાં તે ભાન ભૂલી. પત્ર ઉઘાડ્યો. ધડકતે હૈયે વાંચવાનું શરૂ કર્યું.

ખંડ સાફ કરવાનું અધુરું રહ્યું. પત્ર વાંચીને પાછો મૂક્યો. અંદરના ખંડમાં જઈ તે પોતાની પથારીમાં પડી. "શું થયું ?" થોડી વારે રાધાની નજર પડતાં તેણે લાગલો જ પ્રશ્ન કર્યો.

રજનીએ પાસું ફેરવ્યું. "મને ઠીક નથી." તે બોલી. બે દિવસ સુધી તે એમ ને એમ પડી રહી. કાંઈ ખાધું ય નહિ ને પીધું પણ નહિ. કોઈની સાથે વાત કરવાની પણ એણે સાફ ના પાડી.

પેલો પત્ર કૃષ્ણલાલના પત્રનો રાજેન્દ્રે આપેલો જવાબ હતો. હવે તે છોકરાઓને ભણાવી શકશે નહિ એમ તેમાં જણાવેલું હતું. એની માતા ઘણી બીમાર હોવાથી તે ઘેર રહે તેમ એના પિતાજી ઇચ્છતા હતા. રજની સાથે વિવાહ કરવાની વાત માટે તેણે કૃષ્ણલાલનો આભાર માન્યો હતો. એ માગું તે કબૂલ કરી શકે તેમ નહોતો. એના પિતાએ એની સગાઈ બીજે કરી દીધી હતી. અત્યારની દુઃખદ પરિસ્થિતિમાં પિતાને ના પાડી રાજેન્દ્ર એમનું દિલ દુભવી શકે તેમ નહોતો.

મનુષ્ય જીવનભર પરિતાપ સહન કરી શકતું નથી. રજની પથારીમાંથી ઊઠી તો ખરી, પણ એનું યૌવન જાણે સદા માટે સરી ગયું. એક પ્રૌઢાની માફક તે ગંભીર ને ઉલ્લાસહીણી બની ગઈ. એવામાં રાજેન્દ્રના લગ્નની કુંકુમપત્રિકા આવી. પરાણે એના પિતાને ખેંચી જઈ રજની વિદ્યાલયમાં દાખલ થઈ.

રાધાના કકળાટનો પાર નહોતો. પરંતુ એની પુત્રીએ એના વલોપાત તરફ બિલકુલ લક્ષ આપ્યું નહિ. ત્યારથી જાણે તે અભ્યાસ માટે જ જીવતી હતી. રજની માટે ક્યાંય શાન્તિ નિર્માઈ નહોતી. એક વર્ષ પણ નહિ થયું હોય ત્યાં કૃષ્ણલાલ માંદા પડ્યા. રાધાના આક્રંદે વાતાવરણ ભારે થયું. અંતિમ પળે પતિ કેટકેટલી ગંભીર જવાબદારીઓ પોતાને શીર ઢોળી જશે ? રાધા દરેક વ્યક્તિ આગળ ધ્રૂસકે ને ધ્રૂસકે રડી પડી બધી ફરિઆદ કરતી.

રજનીની સહનશીલતાની પણ હવે હદ આવી હતી. માતાની ફરિયાદે બળતામાં ઘી હોમ્યું. “ મને પરણાવી દેતી કેમ નથી ? ” તે ગાજી ઊઠી, “આ ઘર કરતાં બીજું કોઈ પણ ઘર મારા માટે આટલું ખરાબ નહિ હોય. ”

પુત્રીનાં આ વચને રાધા પોક મૂકીને રડવા લાગી. એનો મર્મ એ જરા પણ ભૂલી નહિ. વિવાહની વાતો શરૂ થઈ. કૃષ્ણલાલ અભિપ્રાય આપવા અસમર્થ હતો. રજનીની મરજી મુજબ સૌ કામ ચાલતું. એક વૃદ્ધ વિધુરને રજનીએ પસંદ કર્યો. બીજવર તેથી શું ? એને સંતાન નહોતાં ને ?

આ નિર્ણયથી દરેક જણ અજબ થયું. એનો વિચાર ફેરવવા ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા. પરંતુ રજની વજ્ર સરીખડી અચલ રહી. “ મને પરણાવવી હોય તો હું એની સાથે જ પરણીશ. બીજા બધા મારા ભાઈ ને બાપ. ” પત્થર જેવું દિલ કરી તે તડુકી.

**રજની** વૃદ્ધ પતિની નવવધૂ બની. એ સાસરે જવા તૈયાર થઈ. રાધાના રુદનનો પાર ન હતો. છતાં એની પુત્રીની આંખમાં એક પણ આંસુ નહોતું. માત્ર અર્ધમૂર્છિત પિતાને વંદન કરતાં જ એણે છૂપાં અશ્રુબિંદુઓ લૂછી નાખ્યાં.

પાષાણુની પ્રતિમાનો અવતાર ધારણ કરી તે સાસરે આવી. સાસરિયાંએ એને રીતસર વધાવી. સગાંવહાલાં તેને મળવા આવ્યાં. વયમાં તે નાની હતી પણ સાસરે સૌથી વડીલસ્થાને હતી. ગંભીર વદને તે કુટુંબીઓનાં વંદન ઝીલી રહી. માત્ર એક જ વ્યક્તિને જોતાં એના નેત્રમાંથી તણખા ઝર્યા. તે વિષણ્ણ વદન ધારણ કરેલો યુવાન હતો. "આ તમારો ભત્રીજો, રાજેન્દ્ર." એક નણંદે ઓળખાણ કરાવી. રાજેન્દ્રે વંદન કરવાનો ડોળ કર્યો, ને ઝટપટ ત્યાંથી વિદાય થયો.

રજની પુખ્ત વયની હતી. લાંબો વખત પિયર રહેવાનું તેને કાંઇ જ કારણ નહોતું. થોડા જ દિવસમાં તે પુનઃ સાસરે આવી. કૃષ્ણલાલના અવસાનથી તેને ફરી પિયર જવું પડ્યું. લગ્નના દિવસથી જ સદ્‌ભાગ્યે કૃષ્ણલાલની મૂર્છા વળી જ નહોતી. એની વહાલી પુત્રીએ કેવી જંજાળ વધાવી લીધી હતી તેની તેને ઝાંખી પણ થઇ નહિ.

તે જ દિવસે રજની સાસરે પાછી ફરી. સાસરે એક દિવસ પણ નભાવી લે એવું કોઇ નહોતું. તેથી જ એનો પતિ મોટી ને સુશિક્ષિત કન્યા પરણ્યો હતો. શરૂઆતથી જ સાસરે રહે એવી પત્ની એને જોઈતી હતી.

એના પિતાનું શ્રાદ્ધ સંપૂર્ણ વિધિથી કરવામાં આવ્યું. આગલી રાતે તે બિલકુલ નિદ્રાધીન થઈ નહોતી. પોતાના સ્વર્ગસ્થ પિતાજી માટે રજનીએ ખૂબ જ આક્રંદ કર્યું હતું. સવારે તે પાછી પાષાણપ્રતિમા બની ગઈ. મહેમાનો એને જોઈ આશ્ચર્યચકિત બયા: "કેવી વિચિત્ર બાઈ! બાપ ગયો છતાં તેની આંખમાં એક પણ આંસુ આવતું નથી, બૈરાં તે આવાં કઠોર હોઈ શકે?" તેઓ અંદર અંદર બબડતા.

આખો દિવસ લોકોની અવરજવર રહી. સાંજે સહજ

એકાંત મળ્યું. રજની શયનખંડના આંગણામાં બેઠી હતી. એના પતિ નીચે મહેમાનોની મુલાકાતમાં પડ્યા હતા. એકાએક રાજેન્દ્ર ત્યાં આવી ઊભો. "આટલા દિવસોમાં એક પણ પળ તમને એકાંતમાં મળી શક્યો નહિ. એક જ પ્રશ્ન પૂછું? આટલું બધું કરવાનું કારણ? મારા ઉપર એક તુચ્છકારની નજર નાંખી તમે મને ખુશીથી વિસરી ગયાં હોત."

પરણ્યા પછી કદાચ પહેલી જ વાર રજની હસી. "તમારી પાસેથી હું એ વાત શીખી," તે બોલી, "કોઇએ પણ માતા પિતાની ઈચ્છા વિરુદ્ધ જવું નહિ. બીજું જગતમાં પૈસો જ સર્વસ્વ છે."

ક્ષણ ભર રાજેન્દ્ર કાંઇ જ બોલ્યો નહિ "મારા દોષ માટે મારા આખા કુટુંબને તમારે સજા કરવી ન જોઇએ" તે બોલ્યો, "તમે જાણો છો કે અમારા અસ્તિત્વનો સઘળો આધાર કાકા છે."

"મારે મારી વાત પણ ન જ ભૂલવી જોઇએ." રજનીએ પણ તેટલી મક્કમતાથી ઉત્તર દીધો.

રાજેન્દ્રને વધુ વાત કરવી નકામી લાગી. એના પાપની પરાકાષ્ઠા આજે જ તેને પહેલી વાર પરખાઇ. કુસુમકળી સરખી કોમળ ને ઉષા સમી ઉજ્જવલ રજની પત્થર જેવી કઠોર ને નાગણ જેવી ઝેરીલી બની શકે છે, તે આજે જ તેણે અનુભવ્યું. એના જ દુષ્કૃત્યનું એ પરિણામ! એ પાષાણપ્રતિમાને હવે ફરીથી સજીવન કરવા રાજેન્દ્ર અસમર્થ હતો. ધીમે પગલે તે વિદાય થયો.

પુત્રીમાં વ્યવહારકુશળતા નથી એ બદલ રાધા સંતાપ કરતી, પણ હવે તો રજની એની માતાથી પણ ચડી જતી જણાઈ. એક વર્ષમાં તો તે સાસરે ગૃહરાણી બની રહી. પતિની તમામ સંપત્તિ તેણે પોતાને કબજે કરી લીધી હતી. એની કળાને કોઇ પારખી શક્યું નહિ. તમામ આશ્રિતોને વિદાય કરવામાં આવ્યા. તેમણે રજનીની બદબોઇ કરી. રજનીએ તેની બિલકુલ પરવા

કરી નહિ. રાધા પણ એમની કુથલીથી અકળાતી, શું કરવું તે એને સમજાતું નહિ. રજનીએ એની સાથેનો તમામ સંબંધ તોડી નાંખ્યો હતો.

એક દિવસે રાધા રડતીકકળતી પુત્રીને ઘેર આવી. રજનીને તે પિયર લઈ ગઇ. રજની વિધવા થઈ હતી છતાં એનાં નયનમાં અશ્રુનું એક પણ બિંદુ નહોતું. એની માતા આક્રંદ કરે એ પણ એને ગમતું નહોતું. "આમ રડે છે શું કરવા ?" તે કહેતી, "મનુષ્ય માત્ર મરવાને જ સરજાએલાં છે."

રાધા દિંગ્મૂઢ બની ગઇ. "પત્થરની પાકી છે કે શું?" તે બોલી, "ગમે તેવો તો ય એ તારો પતિ હતો. આટલાં વર્ષો તેં ગાળ્યાં છતાં એને માટે તને જરા ય લાગણી થતી નથી ?"

રજની મોં બગાડી ત્યાથી વિદાય થઇ.

એને માતાનું ઘર પણ ભારે પડ્યું. પોતાના ઘરમાં પણ એને પરાયું લાગવા માંડ્યું. એ રહે ક્યાં ? એનું વિશાળ મકાન સાવ વેરાન બની ગયું હતું. ત્યાં એકલા રહેવા એને દિલ થતું નહિ. આખું ઘર એને ખાવા ધાતું. એની પાસે વિપુલ સંપત્તિ હતી. એનો એને ખપ નહોતો. નિર્જન વનવગડે એને એકલવાયો પ્રવાસ કરવાનો હતો.

ધીમે ધીમે તે પત્થર જેવી જ થતી ગઈ. રાધા એને ઘણો ય ઠપકો આપતી. "આવું તે મનમાં લવાતું હશે" તે કહેતી, "હજી હું છું ને. તારે ચિંતા શી છે? જરા ધીરજ રાખ. કિસ્મત ગમે તેવાં કારમાં સંકટો નાખે છતાં ય તારે જીવ્યે જ છૂટકો."

"જરા રાજેન્દ્રને એક વાર બોલાવશો ?" એક વાર રજનીએ રાધાને કહ્યું.

"કેમ, એનું હવે શું કામ પડ્યું?" માતા જરા કઠોર બની. છતાં તેણે એક છોકરાને રાજેન્દ્રને બોલાવવા મોકલ્યો.

પ્રથમ તો રાજેન્દ્રે આવવા ના પાડી, પરંતુ છોકરો એના વિના ખસે તેમ નહોતો. આવ્યા વિના તેને છૂટકો થયો નહિ.

રાજેન્દ્ર બહાર દીવાનખાનામાં બેઠો. રજની પેટીમાંથી એક જાડું પાકીટ કાઢી ત્યાં આવી.

રાજેન્દ્ર એને જોઈ ઊભો થયો. એક શબ્દ પણ તે બોલી શક્યો નહિ.

રજનીએ પેલું પાકીટ એની તરફ ધર્યું, "લો, આ સાચવી રાખજો."

રાજેન્દ્ર એક ક્ષણ થંભ્યો. "શું છે?" તેણે પૂછ્યું.

"બક્ષીસ દસ્તાવેજ." રજનીએ ઉત્તર દીધો. "બીજાનું જે પડાવી લીધું છે તે આથી પરત કરું છું."

"કેમ? કેમ?" રાજેન્દ્રનું વદન રાતું ચોળ બની ગયું, "હજી અમે મરી ગયા નથી. તમારું વેર અધુરું રહેશે."

"ના, આથી તે સંપૂર્ણ થશે." રજનીએ ઉત્તર દીધો, "સંપત્તિના મદમાં તમે એક સ્ત્રીના હૈયાને મરણતુલ્ય ઘાયલ કર્યું હતું. આજે એ જ સ્ત્રી પાસેથી તમારે ભિક્ષા લેવી પડે છે!"

રાજેન્દ્રને બક્ષીસ દસ્તાવેજ ફેંકી દેવાનું દિલ થયું, છતાં તેનો હાથ થંભી ગયો. અકલ્પ્ય ગરીબાઈએ એનું સ્વમાન હણી નાખ્યું હતું.

તે નજીક આવ્યો. "તમે ત્યાગનો દંભ કરી રહ્યાં છો," તે બોલ્યો, "જીવશો શી રીતે?"

"તમારે એની ફીકર કરવાની જરૂર નથી" રજનીએ ગૌરવથી જવાબ દીધો, "તમારે આશરે તો હું નહિ જ આવું. મારી

માતાએ મને ગુલામી શીખવી હતી. પિતાએ અગાધ સ્વાતંત્ર્યના પાઠ પઢાવ્યા'તા. એકપણ મને શાંતિ અર્પી શક્યું નહિ. હવે હું નવો જ માર્ગ શોધી લઈશ."

"પણ જશો ક્યાં રજની?" રાજેન્દ્રે પ્રશ્ન કર્યો.

"મેં ભૂલ કરી છે." રજનીએ ખુલાસો કર્યો, "પ્રેમપંથે ને વૈરમાર્ગે બન્ને માર્ગે હું ભૂલી પડી છું. કોઇ નવો જ રસ્તો હશે તો શોધવા પ્રયત્ન કરીશ. આજે જ હું વિદાય થઇશ."

"પણ ક્યાં?" રાજેન્દ્રે પૂછ્યું.

"એ મને કોઈ પૂછશો જ નહિ."

# વ ન દે વી

અરુણના પિતાને પુત્ર માટે ઊંચી આશાઓ હતી. કમભાગ્યે પુત્રે એમની આશાઓને યારી આપી નહિ. ગ્રેજ્યુએટ થયા પછી ભણતરના કીચડમાં એ એવો તો ખૂંચી ગયો કે એની માતાનાં સંભાષણો કે એના પિતાએ રોકેલા શિક્ષકો એનો ઉદ્ધાર કરી શક્યાં નહિ.

પણ અરુણ એથી જરા પણ હતાશ થયો નહિ. એ મોજથી ખાતો-પીતો ને માગી લાવેલો કૅમેરા બગલમાં ઘાલી આખા ગામમાં ઘૂમતો. તમામ મિત્રો ને સગાંવહાલાંની છબીઓ મફત પાડી પાડી એ કલાનિપૂણ બની ગયો. એના મિત્રો એનાં વખાણ કરતા. એના સંબંધીઓ પણ એને વખોડતા અટકી ગયા.

એનાં નાનાં ભાઈબેન હમેશ એનો પક્ષ લેતાં. રોજ રોજ નવી છબીઓ પડાવવાનું એમને ખૂબ જ ગમતું. અરુણને નવા કાચ, દવાનાં મિશ્રણો વગેરે માટે પૈસાની વારંવાર જરૂર પડતી. તે પણ એના સમર્થ સાથીદારો ગમે તે બહાનું કાઢી માતા પાસેથી મેળવી આપતાં.

એના પિતા છેક છેવટ સુધી વજ્ર સમા અડગ રહ્યા. પુત્રની કલાત્મક શક્તિઓ એમને શાન્ત કરવાને બદલે વધારે ને વધારે વિફરાવતી ચાલી. એક દિવસ રજનીકાંતનો મિજાજ ગયો. તેમણે પુત્રની સખત શબ્દોમાં ખબર લઈ નાખી. સ્વમાનશીલ અરુણને હાડોહાડ લાગી ગયું. તે ઘર છોડી ચાલતો થયો.

પ્રથમ તો તેણે એકાદ મિત્રની કલબમાં આશ્રય લીધો. થોડા દિવસ તો તેઓએ તેને જમાડ્યો, મોટી મોટી વાતોથી સાતમે આસમાન ચડાવ્યો; પરંતુ વખત જતાં તેમનું વહાલ એકાએક ઓસરી ગયું. સૌ અરુણને ધંધો શોધી કાઢવાની સલાહ આપવા મંડી ગયા.

"પરંતુ નોકરી મળે છે ક્યાં ?" અરુણ છેડાઈ પડ્યો.

એના મિત્રોએ ઑફીસમાં, કોર્ટમાં, શાળામાં કે કોઈ પણ સ્થળે તજવીજ કરવા એને સૂચવ્યું. કેટલાકે તો એ કાર્યમાં મદદ કરવા તૈયારી પણ બતાવી.

કોઈ પણ પ્રકારની નોકરી મેળવવા પૂરતી અરુણે લાયકાત મેળવી નહોતી. નોકરીઓ એને શોધતી આવે તેવો સંભવ નહોતો. મિત્રોમાં એની રેવડી દાણાદાણ થવાની તૈયારી હતી. ત્યાં કલ્પાંત કરતી એની માતા ઓચીંતી ફૂટી નીકળી. પરાણે તે અરુણને ઘેર ઘસડી ગઈ. એના પિતાનો વહાલસોયો આવકાર અરુણને મળ્યો નહિ. અરુણ સાથે તે બોલ્યા પણ નહિ. એના સામી નજર કરવાની પણ તેઓએ તસ્દી લીધી નહિ. અરુણનાં દર્શને એમની વાગ્ધારા ન છૂટી એટલું જ એનું સદ્ભાગ્ય !

ઘરમાં આવીને પણ અરુણને સુખશાંતિ મળ્યાં નહિ. પિતાનાં વચનો એ વિસરી શક્યો નહિ. માતાએ બનાવેલી સુંદર વાનીઓમાં પણ હવે તેને સ્વાદ રહ્યો નહિ. ગમે તેમ કરી નોકરી મેળવવા તેણે નિર્ધાર કર્યો. અમદાવાદ જેવા શહેરમાં પણ નોકરી

મેળવવી મુશ્કેલ હતી. તે લગભગ નિરાશ થયો. ત્યાં એની નાની બેન વીણાએ સૂચના કરી.

"પણ તમારી છબીઓના બદલામાં તમે મહેનતાણું કેમ લેતા નથી?" તેણે પૂછ્યું, "એથી પણ કાંઈક કમાણી થશે. બધું ય કામ કાંઈ મફત થતું હશે?"

છોકરીનું કહેવું તદ્દન સાચું હતું. અરુણે એ વાતનો વિચાર કરી જોયો. પરંતુ એકાએક તે ધંધાદારી શી રીતે બની શકે? એને એક દુકાન માંડવી પડે, સામાન પણ વસાવવો પડે. મૂડીમાં તો તેની પાસે એક કેમેરા જ હતો, અને તે પણ માગી આણેલો જ!

એની પાડોશમાં જ એક ફોટોગ્રાફરની દુકાન હતી. એનો માલિક ગુજરાતી હતો. ઘરાકોને લલચાવવા એણે અંગ્રેજી નામ રાખ્યું હતું. અરુણ તેને મળ્યો.

ખૂબ જ માથાફૂટ પછી એને ટૂંકા પગારે રાખી લેવામાં આવ્યો. અરુણને એટલાથી પણ સંતોષ થયો. હવે નજીવા ખર્ચ માટે માતા પાસે એને હાથ ધરવો નહિ પડે, એના મનથી એ પણ કાંઇ ઓછું નહોતું. અરુણના પિતાએ તો નિરાશામાં કપાળ કૂટયું. પુત્રના જીવનની મહત્વાકાંક્ષાનો એ ટૂંકા પગારમાં જ અંત આવી ગયો? એના ઉપર તો એણે કેટલી આશાઓ રાખી હતી? છતાં ય તેમણે અરુણને એક પણ અક્ષર કહ્યો નહિ.

ફોટોગ્રાફરને ત્યાં બીજા બે યુવાનો પણ કામ કરતા હતા. તેમને અરુણનું આગમન જરા પણ રુચ્યું નહિ. અરુણનું કામ એમનાથી સારું હતું. સ્વાભાવિક રીતે તેઓ અરુણ પર રોષે બળતા. અરુણ લાભ ખાટી ન જાય તેની તેઓ ખાસ તકેદારી રાખતા. દુકાને ચડતા ઘરાકોને તેઓ જાતે જ ઝડપી લેતા અને ભળતા કામે જ તેઓ અરુણને વિદાય કરી દેતા. અરુણને

ઘણીયે અકળામણ થતી, પણ માથે પડ્યું નિભાવી લીધા વિના છૂટકો નહોતો.

એક સવારે અરુણ દુકાને આવ્યો, ત્યારે એને ખબર પડી કે મુખ્ય ફોટોગ્રાફર બીમાર પડ્યા છે. સુંદર ઘરાકો સાચવવામાં રોકાયો હતો. શેઠે અરુણને છબીઓ ઉતારવા હુકમ આપ્યો.

એથી અરુણનું વદન પડી ગયું. શેઠે સોંપેલું કામ બજાવ્યા વિના છૂટકો નહોતો. તે કામે લાગ્યો. માત્ર બસો રૂપિયાની જ તેની પાસે મૂડી હોત તો તે આ નોકરીને લાત મારી પોતાની આગવી દુકાન કાઢત. કમભાગ્યે એની પાસે મૂડી નહોતી એટલું જ નહિ પણ ઊલટું દેવું હતું. માબાપ પણ એની મદદે આવે તેમ નહોતાં.

એકાએક બહારથી શેઠે બૂમ મારી. આંખો ચોળતો તે 'ડાર્ક રૂમ' માંથી બહાર આવ્યો. "કેમ બોલાવ્યો, સાહેબ !"

"આમની સાથે જાઓ !" શેઠે નવા ઘરાક તરફ નજર કરી કહ્યું.

"પણ સાહેબ" અરુણ વચ્ચે જ બોલી ઊઠ્યો, "ઉતારેલી છબીઓ દવામાં બગડી જશે."

"ફિકર નહિ" શેઠે નિશ્ચયાત્મક રીતે ડોકું ધુણાવ્યું, "નવરો પડશે એટલે સુંદર એ સાચવી લેશે. આ વાત વધારે અગત્યની છે. એકદમ જાઓ. ઘરાક તમારે માટે ખોટી નહિ થાય."

અરુણને હુકમનું પાલન કરવું જ પડ્યું. કેમેરા ને થેલી લઈ તે ઘરાક સાથે બહાર પડ્યો. "ગાડી કરીશું ને ?" બહાર આવતાં જ પેલા ઘરાકે પૂછ્યું.

"કેટલું દૂર છે ?" અરુણે પૂછ્યું.

"દૂર તો છે, છેક શાહી બાગ." તેણે ઉત્તર દીધો.

"ત્યારે તો સાહેબ, ગાડી કરવી જ પડશે." અરુણ બોલ્યો, "આ બધું લઈ એટલે દૂર શી રીતે જવાય?"

તરત જ એક ભાડૂતી ગાડી ત્યાં આવી ઊભી. અરુણે તમામ સામાન અંદર ગોઠવ્યો.

માર્ગની ધૂળ ને ધૂણીથી તે અકળાયો. ગાડી શહેર બહાર નીકળી ગઈ. તાજી હવાથી સ્વસ્થ બની અરુણ બોલ્યો. "બહુ દૂર નથી ને?"

"ના."

થોડી જ વારમાં ગાડી ઊભી રહી.

એક વિશાળ બંગલાના આંગણામાં સુંદર બાગ હતો. ઘરાક શ્રીમંત હોવાની અરુણને ખાતરી થઈ. એક નોકરે દોડતા આવી અરુણનો સામાન ઊંચકી લીધો.

વિશાળ સુસજ્જિત દીવાનખાનામાં અરુણે પ્રવેશ કર્યો. બાગના એક ખૂણામાં ટેનીસ કોર્ટ પણ હતો. લોકો શોખીન જણાયાં. ઘરમાં પુષ્કળ માણસો હતાં. બધાં ય વાતો કરતાં હસતાં હસતાં ફરતાં હતાં.

અરુણ સાથે આવેલો માણસ ઉપર ગયો હતો. થોડી જ વારમાં તે નીચે આવ્યો. "બધાંનો વિચાર બાગમાં જ છબી લેવાનો છે. કેમ ફાવશે ને?" તેણે પૂછ્યું.

"ઘણું જ સરસ" અરુણે ઉત્તર દીધો, "ત્યાં તો ઊલટું વધારે કુદરતી લાગશે. કયે સ્થળે છબી લેવા વિચાર છે? ચાલો હું તૈયારી કરું."

બાગના એક ખૂણામાં એક નાનકડી ટેકરી હતી. એની બાજુમાં થઈ એક નાનકડું ઝરણું પાસેની જ ઝાડીમાં અદૃશ્ય થતું હતું. એ સ્થાન સુંદર ને આકર્ષક હતું.

હવે અરુણને નિરાંત વળી. એનું ધડકતું હૈયું જરા શાંત થયું. એણે ઝટપટ બધી તૈયારીઓ કરી દીધી. થોડી વાર પછી સામેથી થોડાક માણસો તેના તરફ આવતાં જણાયાં. બે પુરુષ ને ત્રણ છોકરીઓ હતી. એમાંની એક નાની સૌન્દર્યમૂર્તિ હતી. એનો પોષાક પણ મનોરમ જણાતો. અરુણને તો એના ધક્કાનો સંપૂર્ણ બદલો ત્યાં ને ત્યાં જ મળી ગયો. આવું અપ્રતિમ સૌન્દર્ય હજી ગુજરાતીઓમાં રહેવા પામ્યું છે ખરું !

એ છોકરીની વય સોળથી સત્તર વર્ષની હશે. એની મનોહર આકૃતિ ઝળકતું વદન ધરાવતી. એનો ગાઢો કેશકલાપ જોનારનું પ્રથમ ધ્યાન ખેંચતો. જાહેર ખબર સિવાય બીજે ક્યાં ય અરુણે આવો કેશકલાપ જોયો નહોતો. અષાડ માસનાં વાદળાં જાણે આકાશે ચડ્યાં ન હોય ! પાછળથી નજર કરનારને તો માત્ર એના કેશકલાપનાં જ દર્શન થતાં.

લીલી સાડીને રાતી કિનાર શોભતી હતી. કિનાર ને સાડીમાં વચ્ચે વચ્ચે ગુલાબ પાંદડીઓ વેરેલી હતી. એણે આછા અલંકારો ધારણ કર્યા હતા. તેથી તેની દેહલતા મનોરંજક થઈ પડી હતી. એના સુંદર કંઠમાં એક લાંબો ફૂલહાર લટકતો હતો. કાંડે પણ ફૂલના ગજરા શોભતા હતા.

ભુવનમોહન સૌંદર્ય !

એક પ્રૌઢા એની પડખે હતી. એક સુંદર શિલા પર તેને બેસાડવામાં આવી. થોડાંક ફૂલપાન એની ચોમેર વેરવામાં આવ્યાં. એના વાદળ સમોવડા વાળમાં પણ કેટલાંક ફૂલ ગૂંથી લેવામાં આવ્યાં.

"જુઓ, બરાબર છે ને." પેલા સજ્જને અરુણનું ધ્યાન ખેંચ્યું, "કાંઈ ફેરફાર કરવો છે?"

અરુણ માટે કાંઈ કરવાનું બાકી રાખવામાં આવ્યું નહોતું. તેણે પોતાનું કામ શરૂ કર્યું. ત્રણ બાજુથી ત્રણ છબીઓ લેવાની હતી. કામ પતી ગયું એટલે પેલી સૌંદર્યમૂર્તિ કુમારિકા ત્યાંથી વિદાય થઈ.

અરુણ દીવાનખાનામાં આવ્યો, ત્યારે તે પરસેવાથી નાહી ગયો હતો.

"ખૂબ તાપ પડે છે, નહિ?" પેલા સદ્દગૃહસ્થે અરુણને કહ્યું, "જરા લેમન પીશો?"

"ઘણી જ ખુશીથી." પ્રસ્વેદબિંદુ લુછતાં અરુણ બોલ્યો. કોઈ અનોખી વિચારશ્રેણીમાં જ એ ગુંથાઈ ગયો હતો. એક નોકર લેમન લઈ આવ્યો. તૃષાતુર અરુણે તેનું પાન કર્યું.

"હવે રજા છે?" તેણે ગૃહપતિની અનુજ્ઞા માગી.

"આવા તાપમાં શી રીતે જશો?" તે બોલ્યા, "જરા થોભો. અમારી ગાડી જ તમને દુકાને મૂકી આવશે. બહુ વાર નહિ થાય."

"મોટી કૃપા!" અરુણ જરા ઠંડો પડ્યો.

એવામાં ગાડી તૈયાર થયાની ખબર મળી. અરુણ કેમેરા વગેરે લઈ અંદર બેસી ગયો. ગાડી ઊપડી કે અરુણે ઝરુખા તરફ એક આતુર નજર નાંખી. ત્યાં કોઈ જણાયું નહિ.

દુકાને આવ્યો ત્યારે તેના શેઠ જ એકલા દુકાન પર હતા. સુંદર જમવા ગયો હતો.

"આવી પહોંચ્યા" અરુણને જોતાં જ તે બોલી ઊઠ્યા, "સુંદર આવે એટલે જવું હોય તો જજો." અરુણ ઉત્તર આપે

તે પહેલાં તો તે કોઈ સ્થળે ઊપડી ગયા. થોડી જ વારમાં તે પાછા ફર્યા ને કહેવા લાગ્યા, “ જુઓ, આ છબીઓ આપણે જલદી તૈયાર કરી નાંખવાની છે. એ લોકો કાલે જ જવાના છે. તમે અત્યારે જ કામે લાગી જાઓ.” એમ કહી તે વિદાય થયા.

અરુણનો રોષ ફરી ઊભરાયો. આ જગત કેવું બેકદર છે? કામ કામ ને કામ. એ માણસ જેવો માણસ હતો. એને પણ વિશ્રાંતિની જરૂર પડતી. બધા જ એ વાત ભૂલી જતા! હવે આળસુ બેસી રહેવાથી વળે પણ શું? કામ કરવાનો લાગ મળ્યો છે તો શાને ન કરવું?

એણે કાચ ધોયા. પ્રકાશમાં રાખી તે જોવા લાગ્યો. કેવી સુંદર છબી! ચિત્રકારની પીંછી કરતાં પણ આ છબીઓ વધારે કલાત્મક ઊતરી હતી. અરુણે આવું સુંદર કામ કદી કર્યું નહોતું.

સુંદર આવ્યો તેની પણ તેને ખબર પડી નહિ. “ તમે જાવ, જવું હોય તો” એનો સ્વર સાંભળી અરુણ ચમકચો.

અરુણ ચાપાણી લઈ તરત પાછો વળ્યો. શેઠ પણ આવી ગયા. અરુણે ધોયેલા કાચ તે તપાસવા લાગ્યા. અરુણ હર્ષથી ઘેલો બની રહ્યો.

“ સુંદર!” શેઠ બોલી ઊઠચા, “ પણ અરુણ, તમે આની છબીઓ ઊતારી નાંખો. ગિરિકાંત ગંભીર માંદા છે. અઠવાડિયા સુધી એ પાછા ફરે તેમ લાગતું નથી. આ લોકો કદાચ કાલે જ છબીઓ માગશે. દરેકની છ છ નકલો ઉતારવાની છે.”

અરુણ કામે વળગ્યો. બહાર જવાની એને ફુરસદ નહોતી. એણે એક લાભ ઉઠાવ્યો. દરેક ચિત્રની એક એક નકલ તેણે તફડાવી. થાકી જવાનું બહાનું કાઢી તે વહેલો ઘેર વિદાય થઈ ગયો.

બીજે દિવસે સવારમાં એણે બધી જ છબીઓ તૈયાર કરી દીધી. સાંજે એ લોકોનો માણસ લેવા આવ્યો ત્યારે તમામ નકલો એને સુપ્રત કરવામાં આવી. પોતે રાખેલી ત્રણે નકલોને એણે કોઇ અનેરો જ ઓપ દીધો. મૂલ્યવાન પૂઠા પર ચોડી તે પોતાની પેટીમાં છૂપાવી દીધી. દરેક ચિત્ર નીચે એણે "વનદેવી" નામ લખ્યું.

રોજિંદા કાર્યક્રમ મુજબ દિવસો ઉપર દિવસો જવા લાગ્યા. એકલો પડતો ત્યારે અરુણ પેલી છબીઓ કાઢી ધરાઈ ધરાઇને જોતો. કલ્પનામાં પણ એને બીજી કોઈ વાંછના નહોતી. વનદેવીનાં દર્શન મનુષ્યોને તો એક જ વાર થાય. એ કાંઈ જીવનસહચરી બની રહે નહિ. આશાનિરાશામાં ઝોલાં ખાતો એ એક વાર શાહી બાગનો આંટો પણ મારી આવ્યો હતો. પેલું ઉદ્યાનગૃહ ખાલી હતું. આખું ય કુટુંબ મુંબઈ ઊપડી ગયું હતું.

ત્રણ વર્ષો વીતી ગયાં. અરુણને સારો પગાર મળતો થયો હતો. ગિરિકાંત બિચારા માંદગીમાંથી ઊઠી જ શક્યા નહિ. અરુણ મુખ્ય છબી પાડનાર બન્યો હતો. સુંદર તો રોષે ભરાઈ ક્યારનો ય દુકાન છોડી રવાના થઈ ગયો હતો.

એક સાંજે અરુણ ચા પીવા ઘેર આવ્યો. એવામાં માતા એની પડખે આવી બેઠી. "બેટા" તેણે વાત છેડી, "હવે હું વૃદ્ધ થઈ. મારાથી આ ઘરના ઘસડબોરા હવે નથી ખેંચાતા."

"પણ બા, હું શું કરું?" સમજતો ન હોય તેમ અરુણે પ્રશ્ન કર્યો, "મારું કામ છોડી હું તને કેવી રીતે કામ કરાવવા લાગું?"

"હજી તું બાળક જ રહ્યો." એની માતા જરા ચીડાઈ, "આમ મને ઉડાવ નહિ. આજે તારે માટે માગું આવ્યું હતું."

"હશે બા, એ કન્યા તો કદરૂપી છે." અરુણે બેપરવાઇ દાખવી.

"બધા જ છોકરા સરખા." તેની માતાએ નિર્ણય આપ્યો, "આપણી કન્યાઓ કાંઈ અપ્સરા ન હોય, બેટા. હા, બાકી આ કન્યા ઠીક છે. ઘરનું કામકાજ પણ તેને આવડે છે. વળી ભણેલી પણ છે."

"ઘરનું કામકાજ આવડ્યું એટલે બધું જ આવી ગયું. તારે બીજું જોઇએ પણ શું ?" અરુણ બબડ્યો, "એમાં મારું શું પાક્યું ?"

"તારે તો અમારી કાંઈ પડી જ નથી." એની માતા હવે ખરેખર છેડાઇ પડી.

અરુણને માતાનાં વચનો કપરાં લાગ્યાં. કન્યા કદરૂપી હતી તેનું શું ? તેણે પોતાની બેનને બોલાવી પૂછ્યું, "વીણા ! તેં એ છોકરી જોઈ છે ?"

"કેમ નહિ ?" વીણાએ તરત જવાબ વાળ્યો, "અમે સાથે ભણતાં હતાં ને ? એના પિતાજી દેવલોક પામ્યા એટલે બિચારીને ભણવાનું છોડી દેવું પડ્યું."

"એના બાપ નથી ?" અરુણને ધ્રાસકો પડ્યો.

"ના, પણ તેમાં શું થઈ ગયું ?" વીણાએ રોકડું જ પરખાવ્યું, "બાપ નથી તો કાકા તો છે ને ? કાકાને પણ એ કન્યા વિના બીજું કોણ છે ? એને માટે એ જેટલું ન કરે તેટલું ઓછું !"

"એ કન્યા તો કાળી છે ને ?" અરુણ મૂળ મુદ્દા પર આવ્યો.

"ના રે ના." વીણાએ સ્પષ્ટ ઉત્તર દીધો, "એ અપ્સરા પણ નથી ને રાક્ષસી પણ નથી. માણસ જેવી માણસ છે, ભોળી ગુજરાતણ !"

અરુણ આથી વધારે પૂછી શક્યો નહિ.

હવે અરુણ ઝાઝો વિરોધ નહિ કરે એવું તેનાં વડીલોને લાગ્યું. તેમણે ચોકઠું બેસાડી દીધું. અરુણને તો એ વાતમાં ખાસ રસ હતો જ નહિ. તે બધી ભાંજગડથી અલિપ્ત જ રહ્યો. વીણા મારફત એની છબી મેળવવાનું તે ન ચૂક્યો. એ નિરાશ થયો. કોઈ ઉપાય નહોતો. ક્યાં રૂપશોભા ભરી વનદેવી ને ક્યાં આ ? રાણી દાસીનો ફેર. એણે જેમ તેમ મન મનાવ્યું.

લગ્નનો મંગલદિવસ પણ આવી ઊભો. અરુણનો વરઘોડો ચડ્યો. નવવધૂને આંગણે પણ યથાયોગ્ય સત્કાર થયો. સંગીતના સરોદે અરુણનું દિલ રીઝયું. થોડીક ક્ષણ માટે તો એ રાજા હતો. નવવધૂ શો વિચાર કરતી હશે ? એનું હૈયું આશાનિરાશાથી ધબકી રહ્યું હશે. એ તો અરુણનું જ સ્મરણ કરી રહી હતી. તે જરા શામળી હતી. પરંતુ એનું હૃદય કોઈ પણ સુંદર કુમારિકા જેટલું સુંદર હતું. અરુણે પણ એવી રીતે જ મન મનાવવા માંડ્યું. પણ એને કાંઈ નિરાંત વળી નહિ.

એને પોંખી લેવામાં આવ્યો. લગ્નની પ્રાથમિક ક્રિયાઓ શરૂ થઈ. અરુણ મહિલામંડળથી ઘેરાઈ ગયો. એક સુખડના સુંદર બાજઠ પર એને બેસાડવામાં આવ્યો. ચોમેર નાનું મોટું નારીવૃંદ ઘૂમતું હતું. કન્યા ક્યાં ? પણ એકદમ એની નજરે પડે ક્યાંથી ? કદાચ અરુણે એને જોઈ હશે. એની બેનની બેનપણી તરીકે તે એની નજરે પડી પણ હોય. એણે પણ અરુણને એકાદ બે વાર જોયો હશે. કદાચ એક જ ગાડીમાં એની બેન ને તે શાળામાં જતાં હશે.

વિધિ શરૂ થઈ. લગ્નક્રિયા કરનાર સ્ત્રીની સામે નજર કરતાં જ અરુણનું હૈયું જોરથી ધબકી ઊઠ્યું. “વનદેવી!!!”

વર્ષોથી વિસારે પડેલી એ અહીં ક્યાંથી? આ લગ્નક્રિયામાં ભાગ લેવા એ ક્યાંથી આવી ચડી? નવવધૂની તે કોઈ સગી તો નહિ હોય? એનો કુંકુમચંદ્ર અરુણને નર્કની જ્વાળા સમોવડો ભાસ્યો. અરે રે, વિધિએ એને અહીં ક્યાં મોકલી આપી? તે પણ આ પ્રસંગે? ભત્રીજીના વર તરીકે અરુણને પોંખવામાં તે આગળ પડતો ભાગ લેતી હતી. એની સ્વપ્નસૃષ્ટિના સ્વર્ગમાંથી એને તે જીવનભર દેશવટો દઈ રહી હતી. કદાચ દિલમાં ય એની પૂજા કરવાનો હક તે હવે ગુમાવી બેસશે.

વનદેવીએ પણ પોતાની મોહકતા ને ઉલ્લાસ વેડફી નાંખેલાં જણાયાં. તે ગંભીર ને એકાંતપ્રિય બની ગઈ હતી. મૂલ્યવાન પોશાક ને કિમતી જવાહરોથી તે મઢેલી હતી. છતાં ય તે આરસપ્રતિમા સમી જ ઓપતી. એને દૂરથી જ અવલોકવાની. દિલથી ચાહવાની નહિ.

મહિલામંડળ વિખરાયું. કન્યા તેની નજરે પડી. તેને તે ભાગ્યે જ જોઈ શક્યો. એનું હૈયું ધબકી ઊઠયું હતું. જીવનની એ અમંગલ પળે પણ એને મંગલદર્શન કર્યા વિના છૂટકો નહોતો.

એનું લગ્ન પણ થઈ ગયું. લગ્નમાં કોઈ પણ પ્રકારનું વિઘ્ન નડયું નહિ. કન્યાપક્ષે વરપક્ષનો પડતો બોલ ઉપાડી લીધો. કન્યાના કાકા સાક્ષાત્ વિનયમૂર્તિ જ લેખાયા. અરુણનાં સગાં સંબંધીઓ કન્યાપક્ષનાં ગુણગાન કરવા મંડી પડ્યાં. આટલા મોટા લોક છતાં કેવા નમ્ર ને વિવેકી. વિવેકશીલ. માત્ર અરુણને જ તેમના પ્રત્યે ધિક્કાર વછૂટતો. એની સંપત્તિને એ અનેક શાપ આપતો. એનાં નમ્ર વચને પણ સળગી જતો. કેવું કુરૂપ? આખું કુટુંબ કુરૂપતાનો અવતાર હતું. લક્ષ્મીના બંધને જ તેમણે અરુણને આકર્ષ્યો હતો. તે વગર

આનાકાનીએ લગ્ન કરવા તૈયાર થયો હતો, એ વાત તે ઘડી ભર વિસરી ગયો.

વરવધૂ વિદાય થયાં. આખા આંગણામાં સંગીતને આહ્‌લાદ ઊછળતો હતો, માત્ર અરુણનો રોષ જ વિરોધ દાખવતો.

"કન્યા સાદી છે એટલે ચક્કરને ગમતી નથી" તેના બાપે ટીકા કરી, "આ મૂર્ખાઓને તો કાચની પૂતળી જ ગમે, બીજું કાંઈ તે સમજે જ નહિ."

"એની ઉમ્મર સામું તો જુઓ." અરુણની માતા એની કુમકે આવી, "એ ઉમ્મરે તો બધાં જ સૌંદર્ય ઝંખે. વખત જતાં બધું ય વિસરાઈ જશે."

અરુણનો પિતા વધુ વિવેચન કર્યા સિવાય ત્યાંથી વિદાય થયો.

"વહુ નથી ગમતી ભાઈ?" વીણાએ ભાઇને ધીમેથી પૂછી લીધું.

"તું વર હોત તો તને ગમત?" તે ક્રોધથી ભભૂકી ઊઠયો.

"જરૂર" પ્રૌઢાની ગંભીરાઈથી વીણાએ લાગલો જ જવાબ વાળ્યો, "એ સાદી ને સહૃદય છે, પછી બીજું જોઇએ શું? તમે તો રોજના ભાવનાશીલ જ રહ્યા." અરુણ જવાબ વાળે તે પહેલાં જ તે ત્યાંથી અલોપ થઈ ગઈ.

ઘેર આવ્યા પછી છેક ત્રીજી રાત્રે અરુણે પત્ની સાથેનું મૌન તોડ્યું. વરને કન્યા ગમતી નહોતી એ વાત બહાર આવતાં જ વનિતાવૃંદ વિખરાઈ ગયું. કન્યા પણ હતાશ થઈ ગઈ, શ્વાસ

પણ એ મહા મહેનતે બોલી. અરુણે એના ખભા પર હાથ મૂક્યો. "ઊંઘી ગઈ?" તે બબડ્યો.

"ના" નવોઢાએ ટૂંકો જ જવાબ વાળ્યો. અરુણ એક બે પળ મૂંગો રહ્યો.

"મને પોંખવા કોણ આવ્યું હતું?" તેણે ફરી પૂછ્યું.

"મારાં કાકી!" નવોઢાએ ઉત્તર દીધો. લકવાથી કુંઠિત થયો હોય તેમ અરુણનો હાથ ઊંચકાઈ ગયો. પેલા કદરૂપા કાકાની એ પત્ની!!! અરુણનાં સાસુજીને સ્થાને?

"તારા કાકા બીજી વાર પરણ્યા છે?" અરુણે વળી પ્રશ્ન કર્યો.

"ના" વધૂએ નજર ઊંચકી જવાબ દીધો, "એક જ વાર પરણ્યા છે. કાકી નાનાં લાગે છે એટલું જ."

અરુણ ચકિત બની ગયો. તે પલંગ પર બેઠો થઈ ગયો. "એમને કેટલાં વર્ષ થયાં હશે?" તેનાથી પૂછ્યા વિના ન રહેવાયું.

કેવો વિચિત્ર વર! બિચારી નવોઢાના દિલમાં શી શી ઉથલ-પાથલ મચી રહી હશે? લગ્ન પછીની મંગલ રાત્રિએ પણ એનો પતિ એની કાકીના સિવાય બીજો કાંઇ વિચાર કરી શકતો નહોતો. એ પલંગ પરથી ઊઠી ઉઘાડી બારી આગળ જઈ બેઠી. "પાંત્રીસેક વર્ષ થયાં હશે. મારી મા કરતાં પણ મોટાં છે."

"એમને સંતાન છે?" અરુણ આગળ વધ્યો.

"ના!" જવાબ દઇ નવોઢાએ હસવું રોકવા મોં ફેરવી લીધું.

અરુણ વધારે બોલ્યો નહિ. નવોઢા પલંગ પાસે ગઇ.

થોડી વારમાં જ નિદ્રાધીન થઇ. અરુણને કાંઈ ચેન પડ્યું નહિ. એ રાત્રે નિદ્રાદેવીએ એના પર કૃપા કરી નહિ.

લગ્નમાં આવેલાં સગાંવહાલાં વિદાય થયાં. એક વાર એકાંત જોઇ અરુણ ફરી એની પત્ની પાસે આવ્યો. પોતાની અધૂરી વાત એને પૂરી કરવી હતી. પોતાની પેટીમાંથી પેલી ત્રણે છબીઓ બહાર કાઢી તે પોતાની પત્ની પાસે લઇ ગયો. “ આ છબીઓ તેં જોઈ છે ? ”

બિચારી મુગ્ધા ! !! છબીઓ જોઈ તે જરા મૂંઝાઈ. “ હા, તે મારાં કાકીની છબીઓ છે. ” તે બોલી, “ તમારી પાસે એ ક્યાંથી આવી ? ”

“ મેં જ એ છબીઓ પાડેલી ” તેણે ખુલાસો કર્યો, “તેં પહેલાં એ જોયેલી ? ક્યારે જોયેલી ? ”

પત્નીએ હકારમાં માથું ધુણાવ્યું. “ મારા કાકા તે વેળા વિલાયત ગયેલા હતા. ” તે બોલી, “ તેમણે કાકીની છબી મંગાવી હતી. તેથી આ છબીઓ પડાવવામાં આવી હતી. તે વેળા એક મહિલામંડળનો જલ્સો થયેલો. તેમાં કાકીએ “ વનદેવી ”ની ભૂમિકા લીધેલી. દરેક જણે એમનું કામ વખાણેલું. તેથી એ જ વેષમાં તેમણે આ છબીઓ લેવરાવેલી. ”

અરુણ બહાર ગયો. સંધ્યાનાં અંધારાં અવતરતાં તે સરિતા તટે ફરવા લાગ્યો. લાગ જોઈ પેલી છબીઓ તેણે સાબરમતીને સમર્પણ કરી.

વનદેવીની લીલા પૂરી થઈ.

**ત રુ ણ ગ્રં થ મા ળા નાં**

હવે પછી પ્રગટ

થનારાં પુસ્તકો



**ચા–ઘર ભા. ૨ જો**

[ ગૂજરાતના જાણીતા
સાત લેખકોના સહકારથી ]



**ખાંડાના ખેલ**

[ ટી. પી. અડાલજા ]



# નવી દુનિયાનાં પુસ્તકો

## બાલ સાહિત્ય

1. ૧ એક હતો છોકરો [વાર્તા] ચંદ્રભાઇ કા. ભટ્ટ ૦–૬–૦
2. ૨ ટ્રોટસ્કી [જીવનકથા] ચંદ્રભાઈ કા.. ભટ્ટ ૦–૬–૦
3. ૩ રાતું રુસ ભાગ ૧ [રશિયન ક્રાંતિની વાર્તા] ૦-૧૨-૦
4. ૪ રાતું રુસ ભાગ ૨ [રશિયન ક્રાંતિની વાર્તા] ૦-૧૨-૦
5. ૫ રાતું રુસ ભાગ ૩ [રશિયન ક્રાંતિની વાર્તા] ૦-૧૨-૦
6. ૬ આવતી કાલે (રમણલાલ સોની વગેરે) ૦–૬–૦
7. ૭ હિંદ કયે રસ્તે ? (પં. જવાહરલાલ) ૦–૨–૦
8. ૮ ક્રાંતિની દીકરીઓ ૦–૧–૦
9. ૯ નરવીર ૦–૩–૦
10. ૧૦ ચિંતનની વેદી પર ૦–૩–૦
11. ૧૧ કૉમરેડ લેનીન ૦–૩–૦
12. ૧૨ બિરાદર બઝુ ૦–૨ ૬
13. ૧૩ કકળતું કોંગો ૦–૫-૬

## ક્રાંતિકારી સાહિત્ય

- ૧૪ રશિયન નારી ૦–૧૦–૦
- ૧૫ માનસ વિજ્ઞાનનો દૃષ્ટિકોણ ૧–૪–૦
- ૧૬ લાલ મોરચા ૧–૦–૦
- ૧૭ લેનિન [નીરુ દેસાઇ] ૧–૮–૦
- ૧૮ નિશ્વાસ ૧–૦–૦
- ૧૯ સમાજવાદ શા માટે ! (જયપ્રકાશ નારાયણ) ૧–૦–૦
- ૨૦ લાલ પડછાયા (રમણલાલ સોની) ૧–૦–૦
- ૨૧ ખેડૂતોની સમસ્યા કાચું ૧–૦–૦
- ૨૨ સોવિયટ સમાજ નીરુ દેસાઇ ૨–૦–૦
- ૨૩ ક્રાંતિને કિનારે ૨–૦–૦
- ૨૪ શહીદી ચંદ્રભાઇ કા. ભટ્ટ ૧–૪–૦
- ૨૫ અમ્મા ભોગીલાલ ગાંધી ૨–૦–૦
- ૨૬ અમે પિંજરનાં પંખી (નીરુ દેસાઈ) ૧–૪–૦

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય :: ગાંધી રસ્તો :: અમદાવાદ

ગ્રંથ સમસ્યાના અભ્યાસીઓ અને તે ક્ષેત્રમાં ગૂજરાત, મહારાષ્ટ્ર તથા બંગાળામાં જાતે કાર્ય કરી ચૂકેલા શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક, અં. લાલજી પેન્ડસે વગેરે જેવા રાજકીય કાર્યકર્તાઓને હાથે તૈયાર થયો છે.

૪

## ક્રાન્તિને કિનારે

### લે. સનતકુમાર

ક્રાન્તિને કિનારે ઊભેલા જુવાનોની આ નવલકથા છે. માનવી જીવનની અંતરની લાગણીઓ જ્યારે તેના રાજકીય આદર્શોની સાથે અથડામણમાં આવે છે ત્યારે તેમાંથી કેવો પ્રચંડ આઘાત જન્મે છે. અને એમાંથી તેઓ શી રીતે પસાર થાય છે તેનું આલેખન કરતી આ નવલકથા તદ્દન મૌલિક છે. પ્રવાહી છે. પ્રાસાદિક છે. શ્રી. ભોગીલાલ ગાંધીના અભ્યાસપૂર્ણ ઉપોદ્ઘાત સહિત

કિં. રૂા. ૨—૦—૦

## સોવિયેટ સમાજ

[ નૂતન સંસ્કૃતિનો ઊગમ ]

### લે. નીરુ દેસાઈ

આજના નવીન રશિયા વિષે અનેક વાતો થાય છે, ગપ્પાં ફેંકાય છે, અનુમાનો બંધાય છે. આ પુસ્તક વાંચી ગયા પછી ત્યાંના ચમત્કારી પરિવર્તન વિષે તાજુબી થવા છતાં કશો સંશય, કશી શંકા નહિ રહે. છેક છેલ્લી હકીકતો તથા માહિતીથી પૂર્ણ છે. શ્રી. દિનકર મહેતાના મનનીય ઉપોદ્ઘાત સાથે.

કિં. રૂા. ૨—૦—૦

# વિદ્યાર્થી વાંચન માળા




મહાગૂજરાતના ઘરેઘરમાં પ્રચાર પામેલી શાળા, ઈનામો માટે ઉત્તરવિભાગના સરકારી કેળવણી-ખાતાતરફથી અને

**વેસ્ટર્ન સ્ટેટ્સ એજન્સી**

તરફથી મંજુર થયેલી છે.

**ગુજરાતની એક માત્ર ગ્રંથાવલી**

## વિદ્યાર્થી

## વાચનમાળા

**દશ શ્રેણી**

## ૨૦૦ પુસ્તકો

●

ભારતવર્ષના સંત–મહંતો, ઋષિ–મુનિઓ, શાહ-સોદાગરો, પ્રજાપાલક નૃપતિઓ, વીરપુરુષો, સાહસિકો, નવલકારો, વૈજ્ઞાનિકોનાં જીવનો રજૂ કરતી આ ગૂજરાતની એકમાત્ર ગ્રંથમાળા છે.

ભારતવર્ષનાં પ્રાચીન નગરોનો, ગિરિધામોનો, તીર્થ-ધામોનો પણ આમાં પરિચય આપવામાં આવ્યો છે. કાશ્મીર, નેપાલ, અજમેર, મુંબઈ, અમદાવાદ જેવાં અનેક સ્થળોના ઐતિહાસિક, રાજકીય ને ધાર્મિક વર્ણનો આમાં છે.

# વિદ્યાર્થીવાચનમાળા

શ્રી જ્યોતિ કાર્યાલય લી. તરફથી પ્રગટ થતી આ મશહૂર ગ્રંથમાળાના ૨૦૦ પુસ્તકોના કૉપીરાઇટ અમોએ ખરીદેલા છે.

ઠે. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય..... ગાંધી રસ્તો: અમદાવાદ

| ચોથી શ્રેણી<br>૧–૮–૦ | પાંચમી શ્રેણી<br>નવી સચિત્ર આવૃત્તિ રૂા. ૨) | છઠ્ઠી શ્રેણી<br>૧–૮–૦ |
|---|---|---|
| ૬૧ શ્રી ગજાનન | ૮૧ પાર્વતી | ૧૦૧ મહાદેવી સીતા |
| ૬૨ શ્રી કાર્તિકેય | ૮૨ શ્રી શંકરાચાર્ય | ૧૦૨ નાગાર્જુન |
| ૬૩ ચંદ્રહાસ | ૮૩ શ્રીમદ્‌વલ્લભાચાર્ય | ૧૦૩ કર્મદેવી અને મેવાડની વીરાંગનાઓ |
| ૬૪ ભક્ત સુધન્વા | ૮૪ શ્રી માધવાચાર્ય | ૧૦૪ વીર વનરાજ |
| ૬૫ શ્રીહર્ષ | ૮૫ શ્રી રામાનુજાચાર્ય | ૧૦૫ હૈદરઅલી |
| ૬૬ રસકવિ જગન્નાથ | ૮૬ મહારાજા કુમારપાળ | ૧૦૬ મહાકવિ પ્રેમાનંદ |
| ૬૭ ભક્ત નામદેવ | ૮૭ ગુરુ ગોવિંદસિંહ | ૧૦૭ સર ટી. માધવરાવ |
| ૬૮ શ્રી હેમચંદ્રાચાર્ય | ૮૮ રણજીતસિંહ | ૧૦૮ જામ રણજીત |
| ૬૯ છત્રપતિ શિવાજી | ૮૯ લક્ષ્મીબાઈ | ૧૦૯ ઝંડુ ભટ્ટજી |
| ૭૦ સમર્થ સ્વામી રામદાસ | ૯૦ શ્રી કેશવચંદ્રસેન | ૧૧૦ શિલ્પી કરમારકર |
| ૭૧ ચાંદબીબી | ૯૧ શ્રી ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર | ૧૧૧ કવિ દલપતરામ |
| ૭૨ ગુરુ નાનક | ૯૨ મહાદેવ ગોવિંદ રાનડે | ૧૧૨ સ્વ. હાજીમહમ્મદ |
| ૭૩ મહાત્મા કબીર | ૯૩ દાદાભાઈ નવરોજી | ૧૧૩ વીર લધાભા |
| ૭૪ ગૌરાંગ મહાપ્રભુ | ૯૪ શ્રી ગોપાલકૃષ્ણ ગોખલે | ૧૧૪ સૌંદર્યધામ કાશ્મીર |
| ૭૫ લાલા લજપતરાય | ૯૫ સ્વામી શ્રદ્ધાનંદજી | ૧૧૫ નૈનિતાલ |
| ૭૬ શ્રી ચિત્તરંજનદાસ | ૯૬ શ્રી ગોવર્ધનરામ | ૧૧૬ ગિરનાર |
| ૭૭ શ્રી ત્રિભુવનદાસ ગજ્જર | ૯૭ શ્રી જવાહરલાલ નેહરુ | ૧૧૭ દ્વારકા |
| ૭૮ શ્રી સુરેન્દ્રનાથ બેનરજી | ૯૮ શ્રી સુભાસચંદ્ર બોઝ | ૧૧૮ પાટનગર દિલ્હી |
| ૭૯ શ્રીવિજયધર્મસૂરિ | ૯૯ શ્રી સેનગુપ્તા | ૧૧૯ મ્હૈસુર |
| ૮૦ બાબુ રાજેન્દ્રપ્રસાદ | ૧૦૦ તારામંડળ | ૧૨૦ તાજમહાલ |

| સાતમી શ્રેણી ૧–૮–૦ | આઠમી શ્રેણી ૧–૮–૦ | નવમી શ્રેણી ૧–૮–૦ |
|---|---|---|
| ૧૨૧ શ્રી ઋષભદેવ | ૧૪૧ ગુરુ દત્તાત્રેય | ૧૬૧ શ્રી જ્ઞાનદેવ |
| ૧૨૨ ગોરખનાથ | ૧૪૨ ઉદયન–વત્સરાજ | ૧૬૨ શ્રી સિદ્ધસેનદિવા |
| ૧૨૩ વીર કુણાલ | ૧૪૩ મહાત્મા આનંદઘન | ૧૬૩ ઉપા. યશોવિજય |
| ૧૨૪ અકબરશાહ | ૧૪૪ વસ્તુપાલ–તેજપાલ | ૧૬૪ વીર બાલાજી |
| ૧૨૫ મહામંત્રી મુંજાલ | ૧૪૫ શામળભટ્ટ | ૧૬૫ નાના ફડનવીસ |
| ૧૨૬ કવિ દયારામ | ૧૪૬ કવિ નર્મદ | ૧૬૬ શ્રીદ્વિજેન્દ્રલાલરા |
| ૧૨૭ શ્રી જયકૃષ્ણભાઈ | ૧૪૭ વીર સાવરકર | ૧૬૭ રાજારામમોહનરા |
| ૧૨૮ શ્રી સયાજીરાવ ગાયકવાડ | ૧૪૮ જમશેદજી ટાટા | ૧૬૮ શ્રી અમૃતલાલ |
| ૧૨૯ મહાવીરપ્રસાદ દ્વિવેદી | ૧૪૯ કવિ કલાપી | ૧૬૯ પં. વિષ્ણુદિગંબ |
| ૧૩૦ મહાકવિ નાનાલાલ | ૧૫૦ પ્રો. સી. વી. રામન | ૧૭૦ શ્રીરામાનંદચેટર |
| ૧૩૧ પ્રો. રામમૂર્તિ | ૧૫૧ શાહસોદાગર જમાલ | ૧૭૧ ભગવાનલાલ ઈ |
| ૧૩૨ અબ્દુલગફારખાન | ૧૫૨ શિલોંગ | ૧૭૨ શ્રી પ્રફુલચન્દ્ર રૅ |
| ૧૩૩ સોરઠી સંતો | ૧૫૩ શ્રીમતી કસ્તુરબા | ૧૭૩ મૌ. અબુલ કલા આઝ |
| ૧૩૪ નેપાલ | ૧૫૪ દાર્જીલીંગ | ૧૭૪ શ્રી રાજગોપાલા |
| ૧૩૫ મહાબળેશ્વર | ૧૫૫ ઉટાકામંડ | ૧૭૫ પાવાગઢ |
| ૧૩૬ અમરનાથ | ૧૫૬ જગન્નાથપુરી | ૧૭૬ રામેસ્વર |
| ૧૩૭ બદરીકેદારનાથ | ૧૫૭ કાશી | ૧૭૭ તારંગા |
| ૧૩૮ કલકત્તા | ૧૫૮ જયપુર | ૧૭૮ મુંબઈ |
| ૧૩૯ પાટણ | ૧૫૯ હૈદ્રાબાદ | ૧૭૯ આગ્રા |
| ૧૪૦ અનુપમ ઇલુરા | ૧૬૦ કાવેરીના જલધોધ | ૧૮૦ અજંતાની ગુફા |

## દશમી શ્રેણી

**નવા રૂપરંગ સાથે કાચું પૂંઠું ૨–૦–૦**

| | | |
|---|---|---|
| ૧૮૧ શ્રી એકનાથ | ૧૮૮ શ્રી કૃષ્ણમૂર્તિ | ૧૯૫ શત્રુંજય |
| ૧૮૨ હજરત મહંમ્મદ પયગમ્બર | ૧૮૯ સંતકવિ પઢિયાર | ૧૯૬ સોમનેશ્વર |
| ૧૮૩ અશો જરથુસ્ત્ર | ૧૯૦ ચિત્રકાર રવિવર્મા | ૧૯૭ અમદાવાદ |
| ૧૮૪ અહલ્યાબાઈ | ૧૯૧ શ્રી શરદબાબુ | ૧૯૮ લખનૌ |
| ૧૮૫ ડૉ. અન્સારી | ૧૯૨ સોરઠના બહારવટિયા | ૧૯૯ વડોદરા |
| ૧૮૬ શ્રી રમેશચંદ્ર દત્ત | ૧૯૩ સ્વ. મોતીભાઈ અમીન | ૨૦૦ ગીરનાં જંગલો |
| ૧૮૭ શ્રી વિજયાલક્ષ્મી પં. | ૧૯૪ આબુ | |

## શ્રી શરદચંદ્ર ચટ્ટોપાધ્યાયની કૃતિઓ

| | | | |
|---|---|---|---|
| ૧ | પરિણીતા ત્રીજી આવૃત્તિ | [ નગીનદાસ પારેખ ] | ૦—૮—૦ |
| ૨ | પલ્લીસમાજ બીજી આવૃત્તિ | ,, ,, | ૧—૪—૦ |
| ૩ | છબી ,, | [ ગોપાળદાસ જી. પટેલ ] | ૧—૪—૦ |
| ૪ | ચંદ્રનાથ ,, | [ નગીનદાસ પારેખ ] | ૦—૧૪—૦ |
| ૫ | સ્વામી ,, | [ રમણલાલ સોની ] | ૧—૪—૦ |
| ૬ | કાશીનાથ ,, | ,, ,, | ૧—૮—૦ |
| ૭ | દેવદાસ | જયભિખ્ખુ, ર. દી. દેસાઈ | ૧—૦—૦ |
| ૮ | શ્રીકાન્ત ભાગ ૧-૨ ,, | [ રમણલાલ સોની ] | ૩—૦—૦ |
| ૯ | શ્રીકાન્ત ભા. ૩ | સુશીલ | ૨—૦—૦ |
| ૧૦ | શ્રીકાન્ત ભા. ૪ | ,, | ૨—૦—૦ |
| ૧૧ | ગૃહદાહ | ભોગીલાલ ગાંધી | ૩—૦—૦ |
| ૧૨ | સાવકી મા | રમણલાલ સોની | ૨—૮—૦ |
| ૧૩ | વિપ્રદાસ | ,, | ૩—૦—૦ |
| ૧૪ | શુભદા | ,, | ૨—૦—૦ |
| ૧૫ | અનુરાધા—બડીદિદિ | ,, | ૩—૦—૦ |
| ૧૬ | નવીના (શેષ પ્રશ્ન) | ,, | ૩—૦—૦ |
| ૧૭ | ભૈરવી બીજી આવૃત્તિ | { કિસનસિંહ ચાવડા | ૨—૮—૦ |
| ૧૮ | જીવનયાત્રા ,, | અને રમણલાલ સોની } | ૧—૪—૦ |
| ૧૯ | ચરિત્રહીન | ભોગીલાલ ગાંધી | ૩—૮—૦ |
| ૨૦ | વિરાજવહુ (ત્રીજી આવૃત્તિ) | મહાદેવ દેસાઈ | ૦—૧૦—૦ |
| ૨૧ | ત્રણ વાર્તાઓ | ,, | ૦—૧૨—૦ |
| ૨૨ | દુર્ગા | બચુભાઈ શુક્લ | ૨—૮—૦ |
| ૨૩ | દત્તા | | ૨—૦—૦ |
| ૨૪ | રેણુની મા | | ૩—૮—૦ |
| ૨૫ | શરદબાબુની બાળવાતો | રમણલાલ સોની | ૧—૮—૦ |
| ૨૬ | અપૂર્વ ભારતી | બચુભાઈ શુક્લ | ૩—૮—૦ |

# શ્રી 'ધૂમકેતુ'ના ગ્રંથો

**નવલકથાઓ**

૧ રાજમુગટ ૨–૦–૦
૨ મલ્લિકા ૨–૮–૦
૩ અજિતા ૨–૮–૦
૪ પરાજય ૨–૮–૦
૫ ચૌલાદેવી ૨–૮–૦
૬ રાજસંન્યાસી [છપાય છે.]

**નવલિકા-સંગ્રહો**

૭ તણખા–૧ ૧–૮–૦
૮ તણખા–૨ ૧–૮–૦
૯ તણખા–૩ ૧–૮–૦
૧૦ તણખા–૪ ૨–૦–૦
૧૧ પ્રદીપ ૧–૮–૦
૧૨ અવશેષ ૧–૪–૦
૧૩ ત્રિભેટો ૧–૮–૦

**ગદ્યકૃતિઓ**

૧૪ રજકણ ૧–૪–૦
૧૫ જલબિંદુ ૧–૮–૦
૧૬ જીવનચક્ર ૧–૪–૦
૧૭ સર્જન અને ચિંતન ૧–૮–૦

**બાલનાટકો**

૧૮ પડઘા ૦–૫–૦
૧૯ ભીલકુમાર એકલવ્ય ને બીજાં નાટકો ૦–૫–૦

**નાટકો**

૨૦ ઠંડી ક્રૂરતા ને બીજાં નાટકો ૧–૮–૦

**વ્યંગકૃતિ**

૨૧ પાનગોષ્ઠિ ૧–૮–૦

**જીવનચરિત્રો**

૨૨ પરશુરામ ૦–૨–૦
૨૩ નેપોલિયન ૦–૨–૦
૨૪ હેમચંદ્રાચાર્ય ૧–૮–૦
૨૫ હ્યુએનસાંગ ૦–૨–૦

**પ્રવાસવર્ણન**

૨૬ પગદંડી ૧–૮–૦

**બે આનામાળા**

૨૭ રજપૂતાણી ને બીજી વાતો ૦–૨–૦
૨૮ લખમી ને બીજી વાતો ૦–૨–૦
૨૯ ગોવિંદનું ખેતર ને બીજી વાતો ૦–૨–૦

**પ્રૌઢ શિક્ષણ**

૩૦ નાની પોથી ૦–૧–૦
પહેલી, બીજી ને ત્રીજી ૦–૪–૬

## શ્રી. ઝવેરચંદ મેઘાણીની કૃતિઓ

| | | | |
|---|---|---|---|
| ૧ થી ૫ | સૌરાષ્ટ્રની રસધાર | ભા. ૧ થી ૫ | ૭–૮–૦ |
| ૬ થી ૮ | સોરઠી બહારવટિયા | ભા. ૧ થી ૩ | ૩–૮–૦ |
| ૯ થી ૧૧ | રઢિયાળી રાત | ભા. ૧ થી ૩ | ૨–૦–૦ |
| ૧૨ થી ૧૩ | ચુંદડી ભા. ૧ થી ૨ | | ૧–૬–૦ |
| ૧૪ | નિરંજન | [ નવલકથા ] | ૨–૦–૦ |
| ૧૫ | સોરઠ, તારાં વહેતાં પાણી | ,, | ૨–૮–૦ |
| ૧૬ | અપરાધી | ,, | ૨–૮–૦ |
| ૧૭ | વેવિશાળ | ,, | ૧–૪–૦ |
| ૧૮ | સમરાંગણ | ,, | ૧–૮–૦ |
| ૧૯ | રા' ગંગાજળિયો | ,, | ૧–૮–૦ |
| ૨૦ | તુલસીક્યારો | ,, | ૨–૮–૦ |
| ૨૧ | ગુજરાતનો જય | ,, | ૧–૮–૦ |
| ૨૨ | સત્યની શોધમાં | | ૧–૦–૦ |
| ૨૩ | પ્રતિમાઓ | [ ટૂંકી વાર્તાઓ ] | ૧–૪–૦ |
| ૨૪ | પલકારા | ,, | ૧–૮–૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૫ | પુરાતન જ્યોત [ સંતકથાઓ ] | ૧–૮–૦ | ૩૦ | શાહજહાં (નાટક) | ૧–૦–૦ |
| | | | ૩૧ | રાણો પ્રતાપ ,, | ૧–૪–૦ |
| ૨૬ | એક તારો [ કાવ્યસંગ્રહ ] | ૧–૦–૦ | ૩૨ | જેલ ઑફિસની બારી | ૧–૦–૦ |
| | | | ૩૩ | વેણીનાં ફૂલ | ૦–૮–૦ |
| ૨૭ | યુગવંદના ,, | ૨–૦–૦ | ૩૪ | કિલ્લોલ | ૦–૮–૦ |
| ૨૮ | કંકાવટી ૧–૨ | ૧–૬–૦ | ૩૫ | ડોશીમાની વાતો | ૦–૮–૦ |
| ૨૯ | દાદાજીની વાતો | ૦–૮–૦ | ૩૬ | વસુંધરાનાં વ્હાલાંદવલાં | ૧–૮–૦ |

# શ્રી. રમણલાલ વ. દેસાઇની કૃતિઓ

| | | |
|---|---|---|
| ૧ | જયંત | ૨–૦–૦ |
| ૨ | શિરીષ | ૨–૮–૦ |
| ૩ | કોકિલા | ૨–૮–૦ |
| ૪ | હૃદયનાથ | ૨–૮–૦ |
| ૫ | સ્નેહયજ્ઞ | ૨–૮–૦ |
| ૬ | દિવ્યચક્ષુ | ૨–૮–૦ |
| ૭ | પૂર્ણિમા | ૨–૮–૦ |
| ૮ | ભારેલો અગ્નિ | ૩–૦–૦ |
| ૯ | ગ્રામલક્ષ્મી ભા. ૧ | ૨–૮–૦ |
| ૧૦ | ,, ભા. ૨ | ૨–૮–૦ |
| ૧૧ | ,, ભા. ૩ | ૨–૮–૦ |
| ૧૨ | ,, ભા. ૪ | ૩–૦–૦ |
| ૧૩ | બંસરી | ૨–૮–૦ |
| ૧૪ | પત્રલાલસા | ૨–૮–૦ |
| ૧૫ | ઠગ | ૨–૮–૦ |
| ૧૬ | ઝાકળ [નવલિકા] | ૨–૮–૦ |
| ૧૭ | પંકજ ,, | ૨–૮–૦ |
| ૧૮ | શંકિત હૃદય અને સંયુક્તા [નાટકો] | ૨–૮–૦ |
| ૧૯ | અંજની [નાટક] | ૨–૦–૦ |
| ૨૦ | નિહારિકા [કાવ્યસંગ્રહ] | ૨–૦–૦ |
| ૨૧ | જીવન અને સાહિત્ય | ૨–૮–૦ |
| ૨૨ | ,, ભા.૨ | ૨–૮–૦ |
| ૨૩ | પરી અને રાજકુમાર [નાટકો] | ૧–૮–૦ |
| ૨૪ | સુવર્ણરજ [વિચારો] | ૩–૦–૦ |
| ૨૫ | ક્ષિતિજ પૂર્વાર્ધ | ૨–૮–૦ |
| ૨૬ | શોભના | ૨–૮–૦ |
| ૨૭ | ક્ષિતિજ ઉત્તરાર્ધ | ૨–૮–૦ |
| ૨૮ | હૃદય વિભૂતિ | ૨–૮–૦ |

# પાઠ્ય પુસ્તકો

| | |
|---|---|
| **ધૂમકેતુ પાઠસંગ્રહ** સં. મધુસૂદન મોદી એમ. એ. [પ્રોફેસર અનંતરાય રાવળ એમ. એ.ની પ્રસ્તાવના સહિત] | ૦–૧૦–૦ |
| **તણખા–મંડળ પહેલું** [ધૂમકેતુ] | ૧–૮–૦ |
| **પગદંડી** સચિત્ર ,, | ૧–૮–૦ |
| **સંક્ષિપ્ત કરણઘેલો** [ગૂ૰ વિદ્યાપીઠ] | ૦–૮–૦ |
| **નર્મદનું પદ્યમંદિર** [કાવ્યોનો સંગ્રહ] | ૧–૮–૦ |
| **રાજકથા** [જમુદાણી] | ૦-૧૦-૦ |
| **દ્વિરેફ**–ભાગ પહેલો [રામનારાયણ વિ. પાઠક] | ૧–૪–૦ |
| **સંગીત માર્ગોપદેશિકા** [બાપાલાલ ગ. દવે] | ૦–૬–૦ |
| **સંગીતવિનોદ** ,, | ૦-૧૦-૦ |
| **હૃદયરંગ** [હરિહર પ્રા. ભટ્ટ] | ૦–૪–૦ |
| **બાળકોનું મહાભારત**–સચિત્ર ભાગ ૧–૨ [રમણલાલ નાનાલાલ શાહ.] | ૧-૧૨-૦ |
| **બાળવાચનમાળાનાં** ૧ થી ૬ પુસ્તકો [સોમાભાઈ કિ. પટેલ] | ૦-૧૨-૦ |
| **બાળલેખન ભાગ ૧–૨–૩–૪** ,, | ૦–૧૨–૦ |
| **ગણિતપ્રવેશિકા** ,, | ૦–૩–૬ |
| **બાલગણિત ભાગ ૧–૨ ના** ,, | ૦–૪–૦ |
| **કેતકીનાં પુષ્પો** નવલરામ ત્રિવેદી એમ. એ. ,, | ૧–૮–૦ |
| **સાહિત્યદર્શન** [અંબાલાલ ન્રૃ. શાહ] ભા. ૧–૨ | ૧–૮–૦ |
| **માનવ–દેહમંદિર** [દેસાઈભાઈ, પ્રિન્સિપાલ વિઠ્ઠલકન્યા વિદ્યાલય] | ૧–૪–૦ |
| **માનવીનું આરોગ્ય** ,, | ૧–૦–૦ |
| **ફુવારો** [વસંત નાયક] | ૦–૩–૦ |
| **મોટી ચાંદાપોળી** ,, | ૦–૩–૦ |
| **નાની પોથી, પહેલી–બીજી–ત્રીજી** [ધૂમકેતુ] | ૦–૫–૬ |

# ત રુ ણ ગ્રં થ મા ળા

## ટૂંક સમયમાં જ સહુ કોઇને પ્રિય થઈ પડેલ, આંતરરાષ્ટ્રીય લેખકોની સુંદર કૃતિઓ આપતી ગૂજરાતની મશહુર ગ્રંથમાળા



**એક હજાર પાનાનું વાચન ] પાકા પૂંઠાં [ લવાજમ રૂા. ૪**

**આ ગ્રંથમાળા ટૂંક સમયમાં જ પ્રિય થવાનું કારણ એક એ છે કે, પુસ્તકની પસંદગી કરવામાં હંમેશાં વધારેમાં વધારે કાળજી રાખવામાં આવે છે. ચાર વર્ષમાં અપાયેલ પુસ્તકોના લેખકો— શારદબાબુ, અપ્ટન સીંકલેર, પ્રેમચંદજી, ઝવેરચંદ મેઘાણી, ધૂમકેતુ, ગુણવંતરાય આચાર્ય, નવલરામ ત્રિવેદી, અનંતરાય રાવળ, મધુસૂદન મોદી, મનુભાઈ જોધાણી, ધીરજલાલ ધ. શાહ વગેરે જાણીતા ને સુપ્રસિદ્ધ છે. ચાર વર્ષમાં અપાયેલ પુસ્તકોની સૂચિ [જૂઓ સામે પાને] તેની સાક્ષી પૂરે છે.**

## —: પાંચમા વર્ષનાં ચાર પુસ્તકો :—

| | | |
|---|---|---|
| ૧ **ગોદાન** : ભાગ બીજો | [ શ્રી પ્રેમચંદજી ] | ૨–૮–૦ |
| ૨ **પુત્રજન્મ** | [ શ્રી. ગુણવંતરાય આચાર્ય ] | ૨–૮–૦ |
| ૩ **શયતાન** | [ ટોલ્સ્ટોય ] | ૧–૦–૦ |
| ૪ **મુક્તિદ્વાર** | [ શ્રી રમણિકલાલ જ. દલાલ ] | ૧–૪–૦ |

આપ ગ્રાહક છો ? ન હો તો પાંચે વર્ષનું લવાજમ ઓગણીસ રૂપિયા ભરી આવાં સુંદર પુસ્તકોનો સસ્તામાં લાભ મેળવો.

**પાંચમા વર્ષ સિવાય પહેલાં ચાર વર્ષનાં પુસ્તકોનું પોસ્ટેજ બે રૂપિયા અલગ સમજવું.** રેલવે રસ્તે મંગાવવું વધુ સરળ પડશે. રેલવે રસ્તે મંગાવનારે પેકીંગ વગેરેના ચાર આના વધુ મોકલવા.

**ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરસ્તો : અમદાવાદ**

## તરુણ ગ્રંથમાળા

: વાર્ષિક લવાજમ :

પાકું પૂંઠું : રૂપિયા ચાર :

આશરે ૧૦૦૦ પાનાં : હળવું

છતાં સુંદર સાહિત્ય

**પહેલા ચાર વર્ષનાં પુસ્તકો**

**પ્રલયમૂર્તિ**
૧–૧૨–૦

**કાળની ચક્કી**
૧–૦–૦

**પરિચારિકા**
૧–૪–૦

**શ્રીકાન્ત**–ચાર ભાગ
૭–૦–૦

**પ્રગતિશીલ જાપાન**
૧–૦–૦

**ચા–ઘર**
૧–૦–૦

**કલંકિત**
૧–૪–૦

**ગોદાન**
૨–૮–૦

**કેતકીનાં પુષ્પો**
૧–૮–૦

**કાળિયાર ને બીજી પ્રાણીકથાઓ**
૧–૮–૦

**પાંચમું વર્ષ**

ગોદાન (ઉત્તરાર્ધ) ૨–૮–૦

**પુત્રજન્મ** ૨–૮–૦

**શયતાન** ૧–૦–૦

## ગૂર્જર ગ્રંથમાલા

**બહાર પડેલાં પુસ્તકો**

**કર્મભૂમિ ભા. ૧**
સ્વ. શ્રી. પ્રેમચંદજી
૨–૦–૦

**કર્મભૂમિ ભા. ૨**
સ્વ. શ્રી. પ્રેમચંદજી
૨–૮–૦

**નિરંજન**
શ્રી. ઝવેરચંદ મેઘાણી
૨–૦–૦

**રંગદ્વેષનો દુર્ગ** [પૂર્વાર્ધ]
શ્રી. પ્રાણશંકર જોશી
૨–૦–૦

**રંગદ્વેષનો દુર્ગ** [ ઉત્તરાર્ધ ]
શ્રી. પ્રાણશંકર જોશી
૩–૦–૦

**સોરઠ, તારાં વહેતાં પાણી**
શ્રી ઝવેરચંદ મેઘાણી
૨–૮–૦

**અપરાધી**
શ્રી. ઝવેરચંદ મેઘાણી
૨–૮–૦

**શા માટે બંધન !**
૧–૪–૦

**યામા**
[ નવી આવૃત્તિ ]
૪–૦–૦

**શરદબાબુની બાળવાતો**
૧–૮–૦

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરસ્તો : અમદાવાદ

"તરુણ ગ્રંથમાળાનાં
છઠ્ઠા વર્ષનાં
બે પુસ્તકો

•

# ચા ધર ભા. ૨જો

ઐતિહાસિક નવલિકા સંગ્રહ ]

: લેખકો :

શ્રી. ઝવેરચંદ મેઘાણી, શ્રી. ધૂમકેતુ, શ્રી. ગુણવંતરાય આચાર્ય, શ્રી. મધુસૂદન મોદી, પ્રો. અનંતસય રાવળ, શ્રી. મનુભાઇ જોધાણી, શ્રી ધીરજલાલ ધ. શાહ.

**એક એક વાર્તા તમારા દિલને ઇતિહાસની મર્મભેદી પ્રાચીન ભૂમિકા પર ખેંચી જશે**
**ફેબ્રુઆરીના અંતમાં બહાર પડશે.**

# ખાંડાના ખેલ

: લેખક :

**તારાચંદ્ર પોપટલાલ અડાલજા**

વીરની વાતો અને વીરાંગનાની વાતોના જાણીતા લેખકનો આ ચુનંદા વાર્તાસંગ્રહ છે. એક એક વાર્તા હૈયાના તાર રણઝણાવી મૂકે તેવી રીતે લખાયેલી છે.

**આ સર્વ શ્રેષ્ઠ વાર્તાના સંગ્રહને ગૂજરાતના જાણીતા ચિત્રકારોને હાથે સચિત્ર કરવામાં આવ્યો છે.**

**તમારું લવાજમ રૂપિયા ચાર મોકલી આપો !**

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય**
ગાંધી રસ્તો : અમદાવાદ.